# ગા-ઘર



લેખક :


મધુસૂદન મોદી

ઝવેરચંદ મેઘાણી

અનંતરાય મ. રાવળ

ધીરજલાલ ધ. શાહ

ગુણવંતરાય આચાર્ય

મનુભાઈ જોધાણી

ધૂમકેતુ


[ સાત સુંદર ઐતિહાસિક વાર્તાઓનો સંગ્રહ ]


ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

# ચા-ઘર

[ સાત ઐતિહાસિક વાર્તાઓનો સંગ્રહ ]

શ્રી. મધુસૂદન મોદી
શ્રી. ઝવેરચંદ મેઘાણી
પ્રોફે. અનંતરાય મ. રાવળ
શ્રી. ધીરજલાલ ધ. શાહ
શ્રી. ગુણવંતરાય આચાર્ય
શ્રી. મનુભાઈ જોધાણી
શ્રી. ધૂ મ કે તુ

[પ્રોફે. નવલરામ જગન્નાથ ત્રિવેદીની પ્રસ્તાવના સાથે]

: પ્રકાશક :
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : : અમદાવાદ

● 'ચા-ઘર' એ નામથી નવલિકાઓનો પહેલો સંગ્રહ પ્રગટ થયો તે વખતે જ કેટલાક મિત્રોએ ધ્યાન ખેંચ્યું હતું કે આ નામથી નવલિકાઓનો સંગ્રહ છે એ વસ્તુ સામાન્ય વાંચનારને ગૂંચવણમાં મૂકે તેવી છે. એટલે આ વખતે નામ ફેરવવાનું હતું, પણ 'ચા-ઘર'ને મળેલી લોકપ્રિયતાને લીધે ને એ નામ અત્યંત જાણીતું થઈ ગયેલું તેથી એ જ નામ ચાલુ રાખવું વ્યવહારુ લાગ્યું; આથી આ વખતે પણ એ જ નામ રહ્યું છે.

● વીર નર્મદે ગુજરાતી સાહિત્યમાં ઘણી દિશામાં ભાત પાડી છે. તેમાં લેખકો કોઈ જગ્યાએ મળે, વાતચીત કરે, એકબીજાનો સહકાર સાધે ને પોતપોતાના સાહિત્ય-ઉત્કર્ષમાં આગળ વધે એવી એક ભાવના એણે સેવેલી. એની પ્રેરણા, અંગ્રેજી સાહિત્યમાં પ્રસિદ્ધ 'કૉફી-હાઉસ'માંથી એણે મેળવેલી. આ 'ચા-ઘર' પણ લેખક લેખક વચ્ચે સહકાર સાધે ને લેખકો તથા પ્રકાશકો વચ્ચેની સોનેરી કડીરૂપ બની રહે એવી ભાવના છે. જોઈએ, એ કેટલે સુધી સફળ થાય છે.....

# પ્રસ્તાવના

ગૂજરાતી ટૂંકી વાર્તાનું સ્વરૂપ અંગ્રેજી નમૂના ઉપરથી ઘડાયું છે એમ કહેવાય છે; પણ જગતની સર્વ મહાન ટૂંકી વાર્તાનાં મૂળ ગુણાઢ્યની 'બૃહત્કથા' અને સોમદેવના 'કથા-સરિત્સાગર'માં છે એમ કહીએ તે વધારે સાચું છે. સોમદેવના પુસ્તકનું ભાષાંતર 'The Ocean of Story' એ નામથી દશ ભાગમાં નવી આવૃત્તિ ડો. પેન્ઝરે (Dr. Penzer) પ્રગટ કરી છે. તેમાં ઉપોદ્ઘાત અને પરિશિષ્ટોમાં જુદા જુદા વિદ્વાનોએ જગતની અનેક વાર્તાઓનાં મૂળ હિંદના આ કથાઓના સાગરના ઊંડાણમાંથી શોધી કાઢ્યા છે. નવલિકાના બાહ્ય સ્વરૂપ અને કળા માટે આપણે પશ્ચિમની કૃતિઓના ઋણી છીએ, છતાં તે વિષયોમાં પણ હિંદની વાર્તાઓ ઉત્તમ નમૂના પૂરા પાડે છે. માત્ર પશ્ચિમના સાહિત્યના સંપર્કવાળા આપણા વિદ્વાન વિવેચકોએ એકપક્ષી વાચનના પરિણામે આપણા દેશના મહાન વાર્તાકારોને વિસારી મૂકીને નવલિકા માત્ર પશ્ચિમના જ ઉદ્યાનનું પુષ્પ છે એવો ભ્રમ ઉત્પન્ન કર્યો છે.

વર્તમાન નવલિકા સાહિત્યમાં પ્રશ્ન, પાત્ર અને પ્રસંગ એ ત્રણમાંથી એકને મુખ્ય ગણીને પ્રશ્નપ્રધાન, પાત્રપ્રધાન અને પ્રસંગપ્રધાન એવા ભેદ પાડવામાં આવે છે. આ ભેદ નિરૂપણ પરત્વે છે. બીજી દૃષ્ટિથી સામાજિક, ઐતિહાસિક, હાસ્ય, કરુણ, અદ્ભુત, પ્રાણીકથાઓ, રૂપકગ્રંથી, કટાક્ષ,

અને રહસ્ય વગેરે નવલિકાઓના અનેક પ્રકારો ગણાવી શકાય. જૂની સંસ્કૃત કથાઓમાં વિક્રમરાજાને નાયક તરીકે લઈ ' સિંહાસન બત્રીસી ' અને ' વેતાલ પંચવિંશતિ 'ની વાર્તાઓ લખાઈ છે. તેમાં ઐતિહાસિક નવલિકાના તત્ત્વો પણ છે. કેટલીક વાર્તાઓમાં છેવટે પ્રશ્ન પૂછવામાં આવે છે અને વચ્ચે વચ્ચે પણ ક્યાંક પ્રશ્નો આવે છે તે રહસ્ય-કથાની સાથે સામ્ય ધરાવે છે. ' ચંદન મલયાગિરિ ' અને ' શિયળવતી 'ના રાસની કથાઓનો કરુણરસ જમાનાઓથી વાચકોના હૃદયને આર્દ્ર કરી રહ્યો છે. પ્રાચીન ગુજરાતી નવલિકા-સાહિત્ય પણ ઘણું વિશાળ છે અને પ્રાકૃતમાં પણ વિપુલ કથાભંડાર ભરેલો છે. આ સર્વમાંથી કેટલાકનું મૂળ સંસ્કૃતમાંથી કાઢી શકાય. પણ કેટલાક પ્રસંગોમાં તેથી ઊલટું પણ બન્યું છે; એટલે કે પ્રાકૃતમાંથી સંસ્કૃત બન્યું છે. જેમકે, ગુણાઢ્યે પૈશાચી ભાષામાં ' બૃહત્કથા ' લખી હતી અને તે ઉપરથી સોમદેવે સંસ્કૃતમાં ' કથાસરિત્સાગર ' લખ્યો. તે જ પ્રમાણે મહારાષ્ટ્રીય પ્રાકૃતમાં લખાયેલી ' સિંહાસન બત્રીસી ' ઉપરથી ક્ષેમંકરે ગદ્યપદ્યમાં સંસ્કૃત પુસ્તક રચ્યું હતું.

આ સર્વ પ્રાચીન વારસાની અંદર લોકકથાઓને પણ ખાસ ગણાવવી જોઈએ. શૌર્યકથાઓ, વ્રતકથાઓ, બાળ-વાર્તાઓ, નીતિબોધક કથાઓ અને ધાર્મિક આખ્યાનો એવા અનેક સ્વરૂપે લોકની જીભે રમી રહેલી લોકકથાઓ સેંકડો વર્ષોથી આપણા દેશના ખૂણેખૂણામાં નવલિકાના વિશિષ્ટ સ્વરૂપોને જીવતાં રાખી રહેલ છે.

ધાર્મિક અને નીતિબોધક ઉપદેશાત્મક કથાઓમાં બૌદ્ધ સાહિત્યની જાતક-કથાઓ અને જૈન સાહિત્યની ' જ્ઞાતા-

ધર્મકથાઓ' (ભગવાન મહાવીરની ધર્મકથાઓ) ખાસ ઉલ્લેખનીય છે. અને ટૂંકી વાર્તાઓને એક સળંગ વાર્તાના કલેવરમાં ગૂંથી લેવી એ કલાપ્રકાર આ કથાલેખકોમાં ખાસ દેખાય છે. કેટલીક વાર્તાઓમાં મુખ્ય વાર્તાનું કલેવર એટલું જ હોય છે કે આ સર્વ વાર્તાઓ એક વ્યક્તિ કહે છે અને બીજી વ્યક્તિ સાંભળે છે. જેમકે 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ,' 'પંચતંત્ર' અને 'વેતાલપંચવિંશતિ.' ત્યારે કેટલાકમાં આ કલા વધુ વિકસિત સ્વરૂપે દેખાય છે. તેમાં મુખ્ય વાર્તાની અંદરથી પ્રસંગ ઉત્પન્ન થતા આવા સંજોગોમાં બીજાઓ કેમ વર્ત્યા હતા અથવા પૂર્વભવની કથા એવા જુદા જુદા પ્રયોજનથી આડકથાઓની પરંપરાની ગૂંથણી કરવામાં આવે છે.

ગુજરાતી સાહિત્યમાં વાર્તાઓનાં શરૂઆતનાં પુસ્તકો 'ડાહ્યલીની વાતો,' 'બાળમિત્ર,' અને 'ઈસપનીતિકથા' (ઈ. સ. ૧૮૨૮ બાપુશાસ્ત્રી પંડ્યા) મુખ્ય ગણાવી શકાય. દલપતરામે ૧૮૫૦ માં 'તાર્કિક બોધ' નામે બોધક વાર્તાઓનું પુસ્તક પ્રગટ કર્યું. આ સર્વ પુસ્તકોમાં વાર્તાનું સ્થાન ગૌણ હતું. લેખકનો મુખ્ય ઉદ્દેશ બોધ આપવાનો હતો અને એ બોધના વાહન તરીકે વાર્તાને યોજવામાં આવતી. ઈ. સ. ૧૮૭૨માં 'ગુજરાત અને કાઠિયાવાડ દેશની વાર્તા'ના નામે એક પારસી લેખકે લોકવાર્તાઓ પ્રસિદ્ધ કરી. સ્વ. નવલરામે આ પુસ્તકને અતિ ઉત્સાહથી વધાવી લીધું હતું, છતાં ત્યાર પછી ઘણા વર્ષો સુધી આપણી લોકવાર્તાઓ વ્યવસ્થિત રીતે પ્રગટ કરવાનું કોઈને સૂઝ્યું નહિ. કચ્છના સ્વ. જીવરામ અજરામર ગોરની કેટલીક લોકવાર્તાઓ 'ભારત–લોકકથા'ના નામે

મુંબઈના ગુજરાતી પ્રેસે પ્રગટ કરેલા ભાગોમાં સંગ્રહાયેલી છે. શિવાજી અને ઝેબુન્નીસાના કવિ તરીકે પ્રખ્યાત થયેલ મસ્ત કવિ ત્રિભુવનના ભાઈ હરગોવિંદ પ્રેમશંકર પાસે લોકકથાઓ સંપાદિત કરાવીને પ્રોફેસર બળવંતરાય ઠાકોરે 'સાહિત્ય પરિષદ ભંડોળ કમિટી' તરફથી બે ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે. આ પુસ્તકને શાસ્ત્રીય સંશોધનની શરૂઆત તરીકે ગણાવી શકાય. શ્રી. ઝવેરચંદ મેઘાણીએ લોકવાર્તાસાહિત્યને સારી રીતે સંપાદન કરવાની શરૂઆત કરી તેમાં અન્ય સાહિત્યની સરખામણીમાં ઊભા રહી શકાય તેટલી સિદ્ધિ મેળવી એમ કહેવું જોઈએ. 'સૌરાષ્ટ્રની રસધારો', 'સોરઠી બહારવટિયા' જેવી શૌર્યકથાઓ અને 'કંકાવટી' વગેરે વ્રત-કથાઓનાં તેમનાં પુસ્તકો આજે લોકપ્રચલિત બની એક કરતાં વધારે આવૃત્તિઓમાં ગુજરાતી સાહિત્યને મળ્યાં છે.

આપણી ઐતિહાસિક નવલિકાનું સ્વરૂપ આ ગુજરાત કાઠિયાવાડની લોકકથાઓમાં આજે પણ અમુક દૃષ્ટિએ આપણ-ને જોવા મળે છે. દલપતરામે 'રાસમાળા' અને 'રત્નમાળા'માં ઐતિહાસિક કથાઓ ભાટચારણોના ચોપડાઓમાંથી મેળવીને મૂકી છે તેમાં તેમનો ઉદ્દેશ વાર્તા કહેવાનો નથી, પણ ઇતિહાસ-દર્શન કરાવવાનો છે. ત્યારે ગુજરાત–કાઠિયાવાડની લોકકથા-ઓના પારસી લેખકથી શરૂ કરી શ્રી. મેઘાણી સુધીના વાર્તા લખનારાઓનો ઉદ્દેશ વાર્તા કહેવાનો છે. આ પ્રમાણે એક તરફ માત્ર ઇતિહાસ અને બીજી તરફ માત્ર વાર્તા એ બે સામસામા ઉદ્દેશો લક્ષમાં રાખીને અત્યાર સુધીમાં અનેક લોકસાહિત્યનાં પુસ્તકો પ્રગટ થયાં છે. શિહોરના મહેતાજી સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટે ઇતિહાસ ઉપર લક્ષ રાખીને

શિહોરની આસપાસના પ્રદેશોની દંતકથાઓ એકત્ર કરી પ્રસંગોપાત છપાવી હતી. શ્રી. તારાચંદ્ર અડાલજાની 'વીરની વાતો,' 'વીરાંગનાની વાતો' વગેરેમાં વારંવાર ઐતિહાસિક પાત્રો આવે છે, પરંતુ તેમનો સમગ્ર ઝોક ઇતિહાસદર્શીને બદલે પ્રાચીન વીરતાને સજીવન કરી વાચકો સમક્ષ પાત્રસ્વરૂપે રજૂ કરવાનો હોય એમ લાગે છે.

શ્રી. ગુણવંતરાય આચાર્યની ઐતિહાસિક નવલિકાઓમાં જુદું જ દૃષ્ટિબિન્દુ લાગે છે. પ્રાચીન પ્રેમશૌર્યનો જમાનો ગયો છે અને તે જ સ્વરૂપમાં અત્યારે તેનું આચરણ કરવું એ પ્રજાને માટે અશક્ય છે એટલું જ નહિ પણ કોઈ વખત તે હાસ્યજનક પણ લાગે. એટલે અત્યારના જમાનાને જે દૃષ્ટિબિન્દુની જરૂર છે તેને લક્ષમાં રાખીને શ્રી. આચાર્યે ઐતિહાસિક વાર્તાઓનું નિરૂપણ કર્યું છે. કોઈ તેમનામાં કાલવ્યુતક્રમ દોષ મૂકવા માટે આથી પ્રેરાય છે, પણ ખરી રીતે દરેક કલાકારને પોતાનાં સાધનોનો સ્વતંત્ર ઉપયોગ કરવાનો જન્મસિદ્ધ અધિકાર છે—પણ તે સાચો કલાકાર હોવો જોઈએ. ઐતિહાસિક નવલિકામાં ખાસ વિગતોનો દોષ ન હોય તો અર્વાચીન દૃષ્ટિબિન્દુની ખાતર જ તેને કાલવ્યુતક્રમનો દોષ લગાડી શકાય નહિ. વેદના સમયની વાર્તાઓથી માંડીને દરેક નવો સંપાદક જૂની કથાને નવા દૃષ્ટિબિન્દુથી જોતો આવ્યો છે. મહાભારતનો ભીમ અને પ્રેમાનંદનો ભીમ સરખા નથી. એક પ્રાચીન હિંદનો વતની છે ત્યારે બીજો ઔરંગઝેબના વખતના ગુજરાતનો. કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે, 'હું યુગે યુગે અવતાર ધારણ કરું છું' તે પ્રમાણે હિંદના જુદી જુદી ભાષાના સાહિત્યમાં

જુદે જુદે સમયે કૃષ્ણના જે અવતારો કવિ–લેખકોએ કરાવ્યા છે તે અસંખ્ય છે. એ રીતે જૂનાં પાત્રોને નવા દૃષ્ટિબિન્દુથી રજૂ કરવાનો અધિકાર ઐતિહાસિક નવલિકાના લેખકોને પણ છે. છતાં ઐતિહાસિક નવલિકા તે માત્ર ઇતિહાસ નથી. તેજ પ્રમાણે તેના લેખકને કાલ્પનિક નવલિકા લખનારના જેટલી છૂટ પણ નથી, એ યાદ રાખવું જોઈએ. ઐતિહાસિક નવલિકાના લેખકની મુશ્કેલ સ્થિતિ એ છે કે ઇતિહાસની દૃષ્ટિથી જોનાર તેને ઇતિહાસ ગણવાની ના પાડે છે ને નવલિકાના દૃષ્ટિબિન્દુથી જોનાર તેને નવલિકા તરીકે અપૂર્ણ ગણે છે. પણ ખરી વાત એ છે કે તે માત્ર ઇતિહાસ કે માત્ર નવલિકા નથી, પરંતુ એ બેનું કલાયુક્ત સંમિશ્રણ છે. અને તેથી તેમાં બન્નેના સંપૂર્ણ અંશો આવી ન શકે, છતાં બન્ને કરતાં તેમાં કાંઈક વધારે હોય. કારણ, તેમાં એક જ જગાએ ઇતિહાસ અને નવલિકા બન્નેનાં દર્શન થાય છે.

ગુજરાતના શ્રેષ્ઠ નવલિકાલેખક શ્રી ધૂમકેતુએ નવલિકાના વિવિધ પ્રકારો સફળતાથી ગુજરાતને આપ્યા છે. તેમાં કેટલીક ઉત્તમ ઐતિહાસિક નવલિકાઓ પણ છે. ‘રજપૂતાણી’-ને નવલિકાના ઉત્તમ નમૂનાઓમાં મૂકી શકાય. તેમાં પ્રાચીન પ્રેમશૌર્યનો જમાનો થોડા જ પાત્રો અને પ્રસંગો દ્વારા, લેખક આપણી નજર સમક્ષ રજૂ કરે છે. ‘આમ્રપાલી’માં પ્રાચીન હિંદના ગણસત્તાના સમયને લઈને લેખક અત્યારના ‘લોકસત્તાવાદ’ને કલાત્મક રીતે ટેકો આપે છે. પહેલી વાર્તામાં ઐતિહાસિક વાતાવરણ પ્રાધાન્ય ભોગવે છે તો બીજીમાં પ્રાધાન્ય પ્રશ્નનું છે. બન્નેમાં નવલિકાના ઉત્તમ

તત્ત્વો સચવાયા હોવા છતાં ઐતિહાસિક તત્ત્વને જરાય બાદ આવતો નથી.

ઐતિહાસિક નવલિકામાં કોઈ મહાન ઐતિહાસિક પાત્રને જીવંત સ્વરૂપ આપવું અથવા અમુક ઐતિહાસિક પ્રસંગને તાદૃશ્ય સ્વરૂપે ચીતરવો કે કોઈ પ્રાચીન સત્યને અર્વાચીન વાચકો સમક્ષ મૂકવું, એવો કોઈ પણ એક ઉદ્દેશ હોઈ શકે. અથવા આમાંના બે કે ત્રણે ઉદ્દેશોનું સંમિશ્રણ પણ કરવામાં આવે. કોઈ કલાકાર ઉપરનાં સાધનો દ્વારા ઐતિહાસિક વાતાવરણ જમાવવાનો ઉદ્દેશ રાખે, ત્યારે કોઈ તેમાંથી બોધ તારવવા માગે. આમાં કોઈ પણ હેતુથી લખાતી નવલિકા તેના હેતુની ખાતર જ ઊંચા કે નીચા પદની અધિકારિણી બની શકતી નથી. ઐતિહાસિક નવલિકામાં નવલિકા ઉપયોગી શબ્દ છે અને ઐતિહાસિક તો માત્ર તેનું વિશેષણ છે. એટલે નવલિકા તરીકે નકામી વાર્તા ઇતિહાસને ગમે તેટલી વફાદાર હોય છતાં કલાકૃતિ તરીકે નકામી છે. શ્રી. ધૂમકેતુની ઐતિહાસિક નવલિકાઓ સફળ છે કારણકે તે જન્મસિદ્ધ નવલિકાકાર છે.

શ્રી. રસિકલાલ પરીખના નવલિકા–સંગ્રહ 'જીવનના વહેણ'માં કેટલીક ઐતિહાસિક નવલિકાઓ છે. શ્રી. પરીખ ગુજરાતના ગણતર પંડિતમાંના એક છે એ જાણીતી વાત છે, પણ તે સારા કલાકાર છે એવું પણ તેમની આ નવલિકાઓ વાંચતા લાગે છે. ઇતિહાસનું ઊંડું અને વિશાળ જ્ઞાન તેમની નવલિકાઓ સૂચવે છે છતાં નવલિકાની કલા જ્ઞાનના ભાર નીચે કચડાઈ જતી લાગતી નથી.

ગુજરાતનાં ઐતિહાસિક પાત્રો ને પ્રસંગો લઈને શ્રી. અંબાલાલ નાથાલાલ મિસ્ત્રીએ 'સોલંકી યુગની કીર્તિકથાઓ' લખી છે તેમાં 'રુદ્રમાળ' અને 'હીરાભાગોળ' ખાસ ઉલ્લેખનીય છે.

ગુજરાતમાં નવલિકા-લેખકો ઘણા છે, છતાં ઐતિહાસિક નવલિકાઓ ઘણી થોડી લખાય છે, કારણકે શ્રી મુનશી, શ્રી. દ્વિરેફ, શ્રી. રમણલાલ દેસાઈ જેવા પ્રથમ પંક્તિના નવલિકા-લેખકોએ આ ક્ષેત્રમાં તેમની અન્યત્ર સફળ થયેલી લેખિની અજમાવી હોય તેમ લાગતું નથી. આમાંના શ્રી. મુનશી અને શ્રી. રમણલાલે પ્રથમ પંક્તિની ઐતિહાસિક નવલકથાઓ લખી આપણાં સાહિત્યને સમૃદ્ધ કર્યું છે, છતાં આમ કેમ બન્યું હશે? ઐતિહાસિક ક્ષેત્ર ઐતિહાસિક નવલકથાના પ્રમાણમાં ઘણું મર્યાદિત છે. એટલે કોઈ પણ પાત્ર કે સમયનું નિરૂપણ કરવું હોય તો તે માટે નવલકથા જ વધારે યોગ્ય થઈ શકે એ હકીકત વિચાર કરતાં તુરત જ સમજી શકાય તેમ છે એટલે કદાચ આમ બન્યું હશે. પરંતુ કોઈ ઐતિહાસિક પ્રસંગ કે પ્રશ્ન અથવા પાત્રના ચારિત્રની એક બાજુ રજૂ કરવા માટે ઐતિહાસિક નવલિકા સુંદર સાધન છે એમ કહેવું જોઈએ.

શ્રી. મુનશીએ ઐતિહાસિક પાત્રોનો અને પ્રાચીન માનસનો ઉપયોગ સામાજિક કટાક્ષ-કથાઓમાં બહુ કુશળતાપૂર્વક કર્યો છે; જેમકે 'નવી આંખે જૂના તમાસા'માં સત્યવાન, સાવિત્રી, વસિષ્ઠ, વિશ્વામિત્ર વગેરે પાત્રો અત્યારે હોત તો અત્યારના વાતાવરણથી કેટલું અધમ માનસ ધરાવતા હોત તે સુંદર રીતે દર્શાવ્યું છે. આવી જ રીતે 'કંકુ-આખ્યાન'

અને 'તંત્રીપુરાણ'માં નવલિકાનું કલેવર અને શૈલી પ્રાચીન છે; જ્યારે તેના સર્વ પ્રશ્નો આધુનિક જ છે. શ્રી. મુનશી સામે ઐતિહાસિક પાત્રોને પોતાને મનગમતી રીતે ચીતરવાનો આરોપ મૂકવામાં આવે છે, તેનો જાણે જવાબ આપતા હોય તેવી રીતે અહીં તેમણે ઇતિહાસનો ઉપયોગ માત્ર વર્તમાન-કાળને માટે જ કર્યો છે અને ઐતિહાસિક સત્યની, નામ સિવાય આ નવલિકાઓમાં બીજી કાંઈ અસર રહેવા દીધી નથી.

ઐતિહાસિક નવલિકાઓની આપણા સાહિત્યમાં આવી પૂર્વભૂમિકા છે તે સમયે ગુજરાતના જાણીતા નવલિકાકારોના સંયુક્ત પ્રયાસથી છપાઈને 'ચા-ઘર: ભાગ ૨' તરીકે ઐતિહાસિક નવલિકાઓનો સંગ્રહ આપણને મળે છે.

બેચાર માણસો ભેગા મળી ચા પીએ એ કાંઈ નવાઈ જેવી વાત નથી, પરંતુ બેચાર લેખકોમાં આવો સહકાર નવાઈ પમાડે તેવો ગણાવો જોઈએ, કારણ, લેખક લેખક વચ્ચેનો સંબંધ 'અહિનકુલ' સંબંધના વર્ગમાં મૂકી શકાય. છતાં અમદાવાદમાં કેટલાક ગૂજરાતી લેખકો એકઠા થઈ ચા પીએ છે એટલું જ નહિ, પણ સાથે મળી સાહિત્યસર્જન પણ કરે છે. પ્રેમાનંદ યુગના કવિએ તો 'આ દૃશ્ય જોવા માટે દેવો વિમાનમાં બેસી દોડી આવ્યા' એમ જ લખ્યું હોત.

આ પુસ્તકમાં પ્રાગ્વૈદિકકાળથી માંડીને અર્વાચીન યુગ સુધીના સમયને લઈને ઐતિહાસિક નવલિકાઓ લખાઈ છે અને તે ઐતિહાસિક ક્રમમાં મૂકવામાં આવી છે. શ્રી. મધુસૂદન મોદી જે સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યના ઊંડા અભ્યાસી તરીકે જાણીતા છે તેમણે, વેદના સમય પહેલાંની

ભરદ્વાજ મુનિના સમયની સામાજિક પરિસ્થિતિ અને ધાર્મિક માન્યતાઓ, 'પ્રણયફલ'માં થોડાં જ પાત્રો દ્વારા તાદૃશ્ય રજૂ કરી છે. આ નવલિકા, ક્રમમાં જેમ આ પુસ્તકમાં પહેલી છે તેમ ગુણની દૃષ્ટિએ સૌથી પહેલા સ્થાનની અધિકારી છે. આર્ય, પણિ, અસુર અને કિન્નર જાતિઓથી વસેલા સિંધુ નદીના પ્રદેશમાં શ્રી. મોદી પોતાની કલ્પનાના બળે આપણને ખેંચી જાય છે. તેમની સફળતાનું કારણ આ કલ્પનાની પાછળ તેમનો વિશાળ અભ્યાસ છે એમ કહેવું જોઈએ. આર્યો અને પણિઓ બન્ને વિલાસમાં ડૂબેલા હતા, પરંતુ આર્યોમાંના કેટલાક દ્રષ્ટાઓ મનુષ્ય-જીવનનો હેતુ શોધવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. આ ઋષિઓએ જગતની સૌથી મહાન વેદકાલીન આર્યસંસ્કૃતિનું સર્જન કર્યું. તેના પુરોગામી ભરદ્વાજ મુનિમાં એ આર્યદૃષ્ટિ દેખાય છે. પણિ, બબ્રૂ, આ આર્ય ધર્મથી આકર્ષાય છે અને અસુર કન્યા સુમેધાની સાથે લગ્ન કરી આર્યોમાં આવીને વસે છે. મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓનું મૂળ કામની વાસના છે એમ ફ્રોઈડે કહ્યું છે; તે વાસના અનાદિ છે એવું આ નવલિકા બતાવે છે. પરંતુ આ વાસનાને પ્રણયની ઉચ્ચ ભાવનામાં ફેરવી એ પ્રણયને પણ કાલિદાસે કહ્યું છે તેમ સંતાન–સર્જન માટે જ યોજવો એમ 'પ્રણયફલ'માં શ્રી. મોદી કુશળતાપૂર્વક કહે છે.

અહિંસાનો ઉપયોગ રાજકારણમાં કેટલો થઈ શકે તેની ચર્ચા અત્યારે અત્યંત ઉગ્ર સ્વરૂપે ચાલી રહી છે. તે સમયે પાણીમાં ડૂબકી મારવા જેટલા સમય માટે લડાઈ થોભાવવાનું માગી લઈ પોતાના ભાણેજ વિદુદર્ભને યુદ્ધ પછીનો

ઘોરસંહાર કરતાં મહાનામન અટકાવે છે તે વાર્તા રસપૂર્વક વંચાશે. શ્રી. મેઘાણીએ 'એક જ ટૂમકી'નો આ પ્રસંગ શાક્ય સમયમાંથી પસંદ કરી, અહિંસાના ત્રિકાલાબાધિત સનાતન સત્યનું સ્વરૂપ દર્શાવ્યું છે. અહીં સમષ્ટિના કલ્યાણ અર્થે વ્યક્તિ પોતાનું બલિદાન આપે છે એ વાર્તાનો ધ્વનિ છે. આજ ધ્વનિ ગ્રીક દેશના મહાન વીર લાયકર્ગસની કથામાં છે. 'મંદિરમાં જઈ પાછો આવું ત્યાંસુધી કાયદામાં ફેરફાર થવા દેશો નહિ' એવો આદેશ આપી. મંદિરમાં જઈ એ ત્યાગવીરે આત્મહત્યા કરી અને તેની એવી જ પાવનકારી અસર થઈ.

ગૌતમબુદ્ધના મહાનપદની ઈર્ષા તેમના સાળા દેવદત્તને થઈ અને તેથી તે પદ મેળવવા માટે તેણે જુદો પંથ સ્થાપવા પ્રયત્ન કર્યો, પણ તેમાં તેને સફળતા મળી નહિ. આ હકીકત પ્રોફેસર અનંતરાય મ. રાવળે વિગતવાર અને રસિક શૈલીમાં 'બુદ્ધપદનો ઉમેદવાર'માં રજૂ કરી છે. પ્રોફેસર રાવળે ગુજરાતના પ્રથમ પંક્તિના અધ્યાપક અને વિવેચકોની હરોળમાં માનભર્યું સ્થાન ટૂંક સમયમાં પ્રાપ્ત કર્યું છે; તેથી વિગતોની ઝીણવટ અને સચ્ચાઈ આ વાર્તામાં હોય એ સ્વાભાવિક છે. મહાન ધર્મસંસ્થાપકની સામે દરેક દેશમાં અને કાળમાં ઢોંગીઓ ઊભા થયા જ છે—જેમકે ભગવાન મહાવીરની સામે ગોશાલક. પરંતુ આ પ્રશ્ન એટલો બધો વિશાળ છે કે તેને શ્રી રાવળ નવલિકા કરતાં નવલકથામાં યોગ્ય ને વધારે ન્યાય આપી શક્યા હોત.

ગુજરાતમાં મુસલમાન રાજ્યઅમલના સમયમાં વટાળ પ્રવૃત્તિ જ્યારે પૂર જોશમાં હતી ત્યારે એક બ્રાહ્મણે એક

પટેલ-કન્યાને બચાવવા સહભોજન કર્યું અને તેથી આજની તરગાળાની જ્ઞાતિ ઉત્પન્ન થઈ. એ દંતકથાનો આધાર લઈ શ્રી. ધીરજલાલ ધ. શાહે 'જાતિ-વિલોપન' નવલિકા લખી છે. જે સમયે જ્ઞાતિબહિષ્કાર મૃત્યુદંડ કરતાં પણ વધુ ત્રાસજનક લેખાતો તે સમયે એક કન્યાના શિયળની ખાતર 'જાતિ-વિલોપન' સ્વીકારી લેનાર અસાઈત ઠાકરનું દૃષ્ટાંત હૃંડી તાકાતનો અદ્ભુત નમૂનો છે.

સ્ત્રી-જાતિની મહત્તા આપણે અંગ્રેજી કેળવણીને પ્રતાપે સમજવા લાગ્યા એમ કહેવાય છે, પણ શ્રી. ગુણવંતરાય આચાર્ય 'જોગમાયાની પેટી'માં દર્શાવે છે કે આ માન્યતા એક વહેમ છે. સુંદર સોદાગર જેવો 'સર્વગુણસંપન્ન' રખડેલ માણસ પોતાની અભણ પત્નીના વિશુદ્ધ પ્રેમને લીધે જ જીવનમાં અસાધારણ સફળતા મેળવી શક્યો હતો. તે બતાવે છે કે 'यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता' એ મનુ-વાક્ય તેના વાસ્તવિક અર્થમાં આપણા સમાજનાં હૃદયનાં ખૂણેખૂણામાં કોતરાઈ રહ્યું હતું.

એકવચનીપણું એ આર્યસંસ્કૃતિનો મહાન સદ્ગુણ છે, એવું દર્શાવતાં દૃષ્ટાંતો સત્યવાદી હરિશ્ચંદ્રથી માંડીને આજ સુધીમાં અનેક મળે છે. 'જામીનગતું' આવું જ એક ગૂજરાતના આથમતા મુસલમાની સમયનું દૃષ્ટાંત છે. હળ-વદનો કારભારી પ્રાગજી, નંદવાણાઓને આપેલું અભયવચન પાળવા માટે જાત હોમી દે છે, તેની અસર અત્યારના કાઠિયાવાડના કારભારીઓ ઉપર થશે એમ માનવું એ વધારે પડતું તો નહિ ગણાય ને?

શ્રી. ધૂમકેતુએ પોતાની અટક 'જોષી' સાર્થક કરવા

માટે ' જન્મપત્રિકા 'ની વાર્તા લખી હોય એમ હું માનતો નથી, પણ ' જન્મપત્રિકા 'માં લખેલું હોય તેમાં ' મીન. મેષ ' થઈ શકતું નથી, એવું ' બળવા 'ના સમયની આ વાર્તા બતાવે છે, તે ઉપરથી આનું અનુમાન કરવા માટે કોઈ પણ વાચક પ્રેરાય તો નવાઈ નહિ. આ વાર્તામાં ત્વરિત રીતે આવતા પ્રસંગો એક પછી એક એવા અણધાર્યા પલટા લે છે કે વાચકનું ધ્યાન છેવટ સુધી પૂરેપૂરું આ વાર્તામાં જ જડાઈ રહે છે.

કલાયુક્ત ઐતિહાસિક નવલિકાઓનું સાહિત્ય ગુજરાતી સાહિત્યમાં ઘણું જ અલ્પ છે. અને જુદા જુદા લેખકોએ મળીને છેક પ્રાચીનકાળથી અર્વાચીન યુગની શરૂઆત સુધીના ઐતિહાસિક પ્રસંગોને વાર્તાઓમાં ગૂંથવાનો પ્રયત્ન તો અહીં પહેલીવાર જ કર્યો છે. સર્વ લેખકોએ પોતપોતાની લાક્ષણિક શૈલીએ વાર્તા કહી છે, પરંતુ તેમાં તે તે સમયનું ઐતિહાસિક વાતાવરણ તાદૃશ્ય રીતે ખડું કરવાનો પ્રયત્ન તો સર્વમાં લગભગ સરખી જ રીતે સફળતાથી થયેલો દેખાય છે.

આ નવલિકાઓમાં દરેક લેખકે પોતાના વિષયને ન્યાય આપવાનો પ્રયત્ન કર્યો છે, અને પહેલેથી છેલ્લે સુધી ટૂંકી વાર્તાનું મુખ્ય રહસ્ય ' આકર્ષણ 'ને સાચવી રાખવામાં લગભગ સફળતા મેળવી છે, અને તેથી ઐતિહાસિક વાતાવરણની જમાવટ સાથે સરળતા પણ પ્રાપ્ત કરી છે. આમ એકંદરે આખો સંગ્રહ સુવાચ્ય બની દરેક પ્રકારના વાચકને આનંદ આપી શકે એવી શક્તિ ધરાવે છે અને કોઈ પણ સાહિત્યકૃતિનું આ જેવું તેવું મૂલ્યાંકન ન ગણાય.

સરસ્વતી સોસાયટી : અમદાવાદ
તા. ૭. સપ્ટેમ્બર ૧૯૪૧ } **નવલરામ જ. ત્રિવેદી**

# • અનુક્રમ •


પ્રસ્તાવના — શ્રી. નવલરામ જ. ત્રિવેદી
૧ પ્રણયફલ — શ્રી. મધુસૂદન ચિ. મોદી ૩
૨ એક જ ડૂબકી — શ્રી. ઝવેરચંદ મેઘાણી ૫૫
૩ બુદ્ધપદનો ઉમેદવાર — પ્રો. અનંતરાય મ. રાવળ ૭૧
૪ જાતિ-વિલોપન — શ્રી. ધીરજલાલ ધ. શાહ ૯૪
૫ જોગમાયાની પેઢી — શ્રી. ગુણવંતરાય આચાર્ય ૧૧૪
૬ જમીનગતું — શ્રી. મનુભાઇ જોધાણી ૧૩૦
૭ જન્મપત્રિકા — શ્રી. ધૂમકેતુ ૧૪૩

# પ્રણયફલ

આ વટેમાર્ગુઓ પાસે કશુંય ન હતું; છતાંય સર્વસ્વ હતું. બધુંય હોત તો અત્યારે દીપતાં હતાં, તેવાં દીપત નહિ. ન હતું એટલે જ તેમનું સર્વસ્વ દીપતું હતું. એક યુવતી હતી. તેનું તેજ સ્વયં મદનને બાળી તેને શુદ્ધ કરે તેવું હતું. આછા પીળા વર્ણનું રેશમી વસ્ત્ર તેણે દેહ ઉપર વીંટાળ્યું હતું. નાનકડો એક વીંટો તેને ખભે હતો. એક સ્વચ્છ ધાતુપાત્ર તેના હાથમાં હતું. સીધી, સુઘટિત, તેજસ્વી અને પ્રેમભીની છતાંય પ્રતાપી તેની આકૃતિમાંથી કોઈ અપૂર્વ જ્યોતિના ચમકારા ઊડતા હતા. બીજા હાથે એ યુવતી એક ડોસાને દોરતી હતી. ડોસાએ સફેદ વસ્ત્ર ઓઢ્યું હતું. વૃદ્ધાવસ્થાની કરચલીઓએ એક વખતની તેની પ્રતાપી મુદ્રાને ભૂંસી નાખી હતી. શાંત, નમી પડેલી, લગભગ પાંચમી વીશીમાં પ્રવેશતી ડોસાની આકૃતિ મૂર્તિમંત કરુણાસમી લાગતી હતી; છતાં તેમાં ન હતો ભય કે ન હતી અસ્થિરતા. નિર્જનતાને ડારતાં આ પરદેશી વટેમાર્ગુઓ મુસાફરી કરી રહ્યાં હતાં.

હિમાલયની ખીણોનો પ્રદેશ હતો. વૃક્ષોનો મર્મરધ્વનિ ગુંજી રહ્યો હતો. રંગબેરંગી ફૂલોની બિછાત સુંદર ગાલિચા સરખી શોભી રહી હતી. નાનાં ઝરણાં અહીં તહીં નાચી રહ્યાં હતાં.

"રસ્તો પહોળો થતો જાય છે? કયું ગામ હવે આવશે?" સુમેધાએ પોતાના વૃદ્ધ પિતાને પ્રશ્ન કર્યો.

"કદાચ કુશસ્થલી હશે; સુગ્રામ આવી ગયું ને?" ડોસાને જરા વિસ્મૃતિ થઈ; તેની અર્ધ બીડી આંખો ઉંચી થઈ; તેની શ્વેત દાઢીના વાળ હવામાં ઊડવા લાગ્યા.

"હા, એ તો આવી ગયું."

"ત્યારે તો નક્કી જ આ કુશસ્થલી. અહીંના આર્યો તો આપણા કટ્ટર વિરોધી; અને આ તો સાંજ પડતી લાગે છે; શું કરીશું?" ડોસાએ જરા ભય બતાવ્યો.

"એમાં શું? ભલેને એમના ઇન્દ્રને લઈ એક કોટિ દેવો ચઢી આવે; મારી ચોપાસ અગ્નિદેવની આડ છે! એમના દેવોથી કશું થવાનું નથી, ત્યાં એ જંગલી ઈંદ્રના અનુયાયી-માત્ર માનવીઓ આપણને શું કરી શકશે!" સુમેધાની દેહયષ્ટિ તેના બોલની સાથે જ કોઈ અપૂર્વ દીપ્તિથી ઝળકી ઊઠી.

"સારું ત્યારે...તું માને છે તો...પણ કુશસ્થલીને પરવાડે થઈ જતાં રહીએ તો? મને જંગલી પ્રાણીઓનો વિશ્વાસ છે પણ એ જંગલી આર્યો-અભિમાનાંધ આર્યોનો વિશ્વાસ નથી. અસુર-મઘવા× રક્ષણ કરશે!" ડોસાએ

× અહુરમઝ્દ

સાવચેતીની સૂચના કરી. ડોસાના મુખ ઉપર પોતાના રક્ષણનો ભય નહિ પણ સુમેધાના રક્ષણનો ભય ફરકવા લાગ્યો.

"મારી ચિંતા શું કામ કરો છો? અગ્નિદેવ મારા દિલમાં પ્રવેશી શત્રુઓને–પાપીઓને બાળી ભસ્મ કરી નાખશે. જોઉં તો ખરી, મારા ઉપર કોણ આક્રમણ કરે છે?" સુમેધાએ પિતાના ડગતા દિલને ધીરજ આપી.

"પણ પરવાડે થઈને જતાં રહીએ તો શું?" ડોસાએ પોતાની સૂચનાને તે છતાંય રજુ કરી.

"મારા દિલમાંથી કોઈ અગમ્ય અવાજ ઊઠે છે; અગ્નિદેવનો ધ્વનિ સંભળાય છે...'તમારે કુશસ્થલીમાં જવું જ પડશે' તો આપણે ડરવું શું કામ?" સુમેધામાં કોઈ જુદું જ હૈવત કામ કરી રહ્યું હતું.

સુમેધાની આખી મુખમુદ્રા તેજસ્વી હતી–છતાંય તેનાં નેત્રમાંથી, આછાં ભૂખરાં નેત્રમાંથી શાંતિ ઝમતી હતી. એણે પોતાનો કમલની પાંદડીશો રાતો ભરેલો હાથ, એક સરમાં ગુંથેલા પોતાના કેશપાશ પર ફેરવ્યો.

દૂરથી કાંઇક ઘોંઘાટ આવવા લાગ્યો.

"જો હું કહેતો હતો ને? કદાચ ઇન્દ્રને સંતોષવા સોમયાગ ચાલી રહ્યો હશે; અને એ આર્ય યુવાનો સુરા પી ઉન્મત્ત બન્યા હશે. આપણે કુશસ્થલી જવું નથી. આપણા જેવા જીવનભરના વટેમાર્ગુને ગામમાં વાસ શા?" ડોસાને હજુય ચિંતા હતી.

દૂરથી જાણે મોટો મેળો જામ્યો હોય તેમ ઘોંઘાટ

આવતો હતો. આ ધ્વનિ અસુર-મઘવાના અનુયાયી *અઈરિયન-વાસીઓના દિલમાં ત્રાસ પ્રેરે તેવો હતો.

"આપણે તો ભયનાં માર્યાં ન જાઇએ તો પણ ત્યાં આપણને ગયા વિના ચાલવાનું નથી-આપણને કોઈક ત્યાં ખેંચી જશે. અગ્નિદેવ પાપને બાળવા તેના અનુયાયીઓને મોકલી રહ્યા છે. આપણને જરુર કોઈ ત્યાં ખેંચી જશે. મને અગ્નિદેવનો સાદ સંભળાય છે." સુમેધાની વાણીમાં કોઈ ભવિષ્યજ્ઞાનીની નિશ્ચલતા આવી રહી હતી. પિતાને પોતાની પુત્રીમાં અપૂર્વ શ્રદ્ધા હતી.

૨

કુશસ્થલીમાં આજ સોમયાગ ચાલી રહ્યો હતો. ઋષિ સુમિત્ર કૌંડિન્ય યાગના અધિપતિ હતા. આસપાસનાં આર્ય-કુળો આજ કુશસ્થલીમાં ઊલટયાં હતાં. ઋષિસભાઓમાં વેદાર્થની ચર્ચા જામી હતી. સુરાપાનમાં ઉન્મત્ત બની કેટલાક પ્રજાજનો વારાંગનાઓ સાથે રંગમાં પડયા હતા. ગ્રામણીનો તો ઉત્સાહ આજ માતો ન હતો. યજ્ઞમંડપની પાસે નાની મંડળી વચ્ચે તે ગૌરવથી બેઠા હતો.

ઋષિપુત્ર સોમક પણ ત્યાં આવ્યો હતો. તે તો આવા ઉત્સવોને જતા કરતો જ નહિ. તેના પિતા સુમિત્ર સમૃદ્ધ હતા. સુમિત્રે વૈદિક પરંપરા જીવતી રાખવા માટે પોતાના સમસ્ત જીવનનું સમર્પણ કર્યું હતું; પણ સોમકે પિતાની સમૃદ્ધિના ઉપભોગને જ મુખ્ય ધર્મ માન્યો હતો. મદના ઘેરાટથી

* ઈરાન.

ઉપસી આવતી તેની આંખ, જરા લચડતો નીચલો હોઠ અને આખી મુખમુદ્રા તેની વૃત્તિઓ ઓળખાવવા માટે પૂરતાં હતાં. પ્રજાતંતુને અવિચ્છિન્ન ચાલુ રાખનાર અને પિતૃઓને પિંડ દેનાર આ સુમિત્રનો એકનો એક પુત્ર હતો. તેને યજ્ઞના વિધિમાં કે તેના મંત્રોચ્ચારમાં બીલકુલ રસ ન હતો. આ ઉત્સવમાં વિલાસની કોઈ અપૂર્વ ઘડી ભોગવવા મળશે એ જ તેના દિલની એક મહેચ્છા હતી. કુશસ્થલીના યુવાન પુરોહિતપુત્ર સાથે તે મેળામાં આવું જ કાંઈ શોધતો આમ તેમ ફરી રહ્યો હતો.

વેદના મંત્રોચ્ચારોની સુરાવટ પૂર બહારમાં જામી હતી. ઘીની આહુતિઓથી ભભૂકતી અગ્નિની જ્વાળાઓ ભવ્ય વેદીમાં નાચી રહી હતી. સોમરસના પાનથી અધિક તેજમાં આવેલા પુરોહિતો યજ્ઞવિધિને વધારે તેજસ્વી બનાવી રહ્યા હતા.

દૂરથી અવાજ આવ્યો. ઘોંઘાટ મચ્યો. કેટલાક યુવાન રાજન્યપુત્રોની* ટોળી દોડતી આવી અને યજ્ઞમંડપ આગળ ધસી. ઘડીભર ભંગાણ પડ્યું. પુરોહિતો અને ગ્રામણી સડક થઈ ગયા. સઘળાના મુખ ઉપર અચંબો દેખાયો.

"ઇન્દ્રની આહુતિઓમાં અત્યારે આ કોણ વિક્ષેપ કરી રહ્યું છે?" સુમિત્રે ગંભીર અને સત્તાવાહી સ્વરે બૂમ મારી.

સઘળે શાંતિ છવાઈ. ગ્રામણી અને તેના સાથીતો આયુધો કાઢીને આવતી ટોળીનો સામનો કરવા તૈયાર થઈ

* ક્ષત્રિય જુવાનો.

ગયા. કોઈ જુદો જ દેખાવ થઈ રહ્યો. દોડતી રાજન્યપુત્રોની ટોળી નજીક આવી. રાજન્યપુત્રો કુશસ્થલીના જ હતા. એ ટોળીનો નાયક એક ઉન્મત્ત અને ઉદ્ધત યુવક રોહિત નામે હતો. કોઈક કન્યાને તે બળાત્કારે ઉપાડી લાવ્યા હતા. ઘડીભર તેમને જોઈ ગ્રામણી ગુસ્સે થયો.

"શા માટે આ યજ્ઞમાં વિઘ્ન માંડયું છે, રોહિત? જે આર્યત્વ ગુમાવે છે, આર્યોની એકતા સિદ્ધ કરતા યજ્ઞમાં વિક્ષેપ કરે છે, તે પ્રાણ ગુમાવે છે." ગ્રામણીએ ક્રોધ કરી બૂમ મારી. તેને ભય હતો કે રોહિત કદાચ કોઈ આર્યકન્યા ઉપાડી લાવી આ દંગલ મચાવી રહ્યો હશે. રોહિત માટે તો એ પણ શકય હતું.

"પણ મેં આર્યત્વ ગુમાવ્યું નથી! આર્યની વીરતા બતાવી છે." રોહિતે પેલી કન્યાને ઊભી રાખતાની સાથે જ ભર્યા શ્વાસે તાત્કાલિક જવાબ વાળ્યો. રોહિતની ટોળા કન્યાને ઊભી રાખી એની આગળ પાછળ ઊભી રહી હતી.

એટલામાં પાછળથી કોઈ ઘરડા માનવીનો આર્ત્તસ્વર કાને પડ્યો: "અરેરે, પરદેશમાં આ સંકટ! દેશ ગયો, આશ્રય ગયો...હું જીવનભરનો વટેમાર્ગુ તેના જીવનનો આવો અંત! એક છાયાની માફક—અશરીરી છાયાની માફક આ મારી દુહિતા દેશપરદેશ મારી સાથે ભમે છે: અરે, ઇન્દ્રના અભિમાની આર્યો, મારા આત્માની પ્રતિમાને હરી જઈ શું કરશો?" તેની સફેદ દાઢી હવામાં ઊડતી હતી. મૂર્તિમંત વિષાદ શો એ જીર્ણદેહી લથડીયાં ખાતો દોડતો હતો. તેના એક વારના ગૌરવભર્યા મુખ ઉપર કરચલીઓ પડી ગઈ

હતી. નરી સાત્ત્વિકતા અને વિષાદ તેના નેત્રમાંથી–સમગ્ર મુખમુદ્રામાંથી વહી રહ્યાં હતાં. યજ્ઞમંડપ આગળ તે આવ્યો ન આવ્યો એટલામાં તો તે લોથપોથ થઈ જમીન ઉપર પડ્યો. તેનો જીવ ઊંડો જતો રહ્યો; અને અચેતન બની તે મૂર્છામાં પડ્યો.

સુમેધા ગૌરવભરી છટાથી ઊભી રહી. તેનાં તેજસ્વી નેત્રમાંથી ક્રોધ કરતાં અભિમાનાંધ આર્યોની પામરતા પ્રત્યે તિરસ્કારમિશ્રિત કરુણા વર્ષી રહી હતી. શાંત, ધીર, અજેય અને અપ્રાપ્ય એ કન્યા પરિસ્થિતિને જાણે ડારતી હોય તેમ ઊભી રહી.

સુમિત્રપુત્ર સોમક ત્યાં તરત જ ફૂટી નીકળ્યો. એ ન હોય તો કન્યા સંબંધી કોઈ પણ ધમાલ અધુરી રહે. તેની ચકળવકળ ફરતી આંખ અને લબડતા હોઠ સહિત બ્રાહ્મણી પાસે જ તે ઊભો હતો. ઋષિ સુમિત્ર કૌંડિન્ય આ દખલને લીધે ક્રોધથી રાતાપીળા બની ગયા દેખાતા હતા. તેમનો ખોફ કોઈનેય વહોરવો ન હતો.

"કેમ, સોમક, આ કન્યાને દક્ષિણા તરીકે સ્વીકારશોને? ગ્રામના પરાક્રમથી મેળવાઈ છે;–ગ્રામ તમને આપે છે." રોહિતે આખા મામલાને જુદો જ રંગ આપી દીધો.

રોહિતે પરદેશી વટેમાર્ગુને રંજાડવા તોફાન આદર્યું હતું. પણ સમય જોઈને તેણે સોગટી મારી. એક બાજુ સુમિત્ર પ્રસન્ન થાય એવો રસ્તો નીકળ્યો. કન્યાનું શું કરવું તેનો નિકાલ થયો. તથા સોમકને માટે એક મિત્રકૃત્ય થયું. રોહિતની તરકીબ તો મઝાની હતી.

ગ્રામણીને પણ ઘડીભર રોહિતના સૂચનથી આનંદ થયો.

"આ કન્યા તો ઋષિપુત્ર સોમકને જ શોભે." ગ્રામણીએ પણ રોહિતની સૂચનામાં પોતાનો સુર મિલાવ્યો. સંતોષ અને આનંદ વ્યક્ત કરતી દૃષ્ટિ તેણે રોહિત તરફ ફેંકી.

"તો મેં આર્યને છાજતી વીરતા જ બતાવી છે એ તો બરોબર ને?" રોહિતે ગ્રામણીને જરા કટાક્ષ કરી કહ્યું.

ઋષિપુત્ર સોમકને ગલગલિયાં થતાં હતાં. છતાં એના હૃદયમાં જરાક અસ્વસ્થતા પણ હતી. સુમેધાની તેજસ્વી મુખમુદ્રા સામે તે દૃષ્ટિ નાખી શકતો ન હતો. એક પગલું પણ આગળ ભરવા તેની હિંમત ચાલતી ન હતી.

"ગ્રામનાયકોની ઇચ્છા હોય તો સોમક આ અસુર-કન્યાને ભલે સ્વીકારે. હરી લાવેલી કન્યાને સ્વીકારવી શાસ્ત્રવિરુદ્ધ તો નથી જ." ઋષિનો ક્રોધ ઓગળી ગયો હતો. તેને સ્થાને નવો રસ અને નવી જિજ્ઞાસા તેમના મુખ ઉપર ફરકી રહ્યાં હતાં. તેમણે આ સંમતિવચન ઉચ્ચાર્યાં; અને ગ્રામણીને તો તે જ જોઈતું હતું. ગ્રામણી અને રોહિતે સોમકને ઉત્તેજન આપ્યું. સોમક સુમેધાને લેવા આગળ ધપ્યો.

"શું અગ્નિને ભેટવા દોડે છે? હું અગ્નિપુત્રી છું. અગ્નિને તો અગ્નિ જ મળી શકે; કર્મકાંડી, વિલાસી, તેજહીન કાષ્ઠનાં પૂતળાં નહિ! શા માટે બળી મરવા દોડે છે?...હું... કહું છું હજી કે તું અટકી જા!" સુમેધાની તેજસ્વી વાણીથી સોમક આગળ વધતો અટકી ગયો: તે થંભી ગયો.

"ડરે છે શા માટે? અમે ઊભા છીએ; અને ઋષિ

સુમિત્રની પરવાનગી છે. અસુરકન્યાને બાથમાં લેવી એમાં તે શી મોટી વાત!" રોહિતે ફરીથી સોમકને ઉશ્કેર્યો.

મોટું ટોળું જામી ગયું. હવે તો સોમક માટે આબરુનો સવાલ ઊભો થયો. સુમિત્ર અને પુરોહિતોનો ગંભીર રવ તો ચાલુ થઈ ગયો હતો. યજ્ઞના ધૂમથી દિશાઓ છવાઈ ગઈ. પણ એટલામાં આ અસુરકન્યા સંબંધી ધમાલ વધારે ઉગ્ર બની ગઈ.

"શું તું એક અસુરકન્યા ઋષિપુત્રનું અપમાન કરવા માગે છે?" ગ્રામણી ક્રોધથી સુમેધા તરફ તડૂકયો.

સુમેધા સ્થિર અને નિશ્ચલ ઊભી રહી. તેની સમસ્ત દેહયષ્ટિનું તેજ તેનાં બે નેત્રમાં આવીને વસ્યું હતું. તેનાં નેત્ર તેજોમય હતાં; પણ તેમાં અગ્નિની રતાશ ન હતી. તે શુભ્ર પુંડરીક સમાં દેખાતાં હતાં; પણ તેમાં વિદ્યુતની ચંચળતા ન હતી.

'ઋષિપુત્રો શું આવા નિર્માલ્ય હોય? એમનામાં તો ભૃગુ અને જમદગ્નિની જ્યોત હોય—અગસ્ત્યનાં પરાક્રમ હોય—વિશ્વામિત્રનો પુરુષાર્થ હોય. આ સોમક તમારો ઋષિપુત્ર! શા માટે ઋષિના નામને લજવો છો? આર્યોનો આવો અધઃપાત!" તેની મુખમુદ્રામાં રોષ હતો કે વિષાદ હતો તે કહેવું મુશ્કેલ હતું.

ગ્રામણીનો ક્રોધ સુમેધાના શાન્ત તિરસ્કારથી ઉદ્દામ બન્યો.

"સોમક, આ અસુરકન્યાને પકડી લો; શું જોઈ રહ્યા છો? આ એક પરદેશી છોકરીને હાથે થતું, આખી

આર્યજનતાનું અપમાન મારાથી સંખાતું નથી." ગ્રામણી સોમકને હાથ પકડી આગળ ખેંચી ગયો.

"અરે, અસુરકન્યાઓને તેમના પિતૃગૃહમાંથી ખેંચી લાવી, આપણાં અન્તઃપુરમાં બેસારીએ–એ આર્યવીરતા! અને સોમકને તો એ ગ્રામદક્ષિણા તરીકે મળે છે. આગળ ધપી લઈ લો!" આ તમાસાનું સ્વરૂપ રોહિતને મઝા પડે તેવું લાગ્યું.

સોમક આગળ ધપ્યો; પણ પાછો તરત જ ખમચાઈ ગયો.

"શું અગ્નિને બાથમાં લેવા દોડે છે? અટકી જા; અગ્નિદેવની તને આણ છે!"

સુમેધાની તેજસ્વી વાણી ચમકતી તરવાર બની સોમકના હૃદય ઉપર પડી.

"સોમક, આ અસુરકન્યાની બીક શી? આગળ ધપો; અમે જોઈ લઈશું કે આ અસુરકન્યા શું કરે છે!" રોહિત અને ગ્રામણી સોમકને ખેંચવા લાગ્યા. પરંતુ સોમકના પગ જમીન ઉપર ઝકડાઈ ગયા હતા. તેના આખા અંગમાં એક પ્રકારની જડતા વ્યાપી ગઈ હતી.

સાંજનાં અંધારાં આવવા લાગ્યાં; પણ ચંદ્રિકાએ, એમને વિશ્વગૃહમાં પેસતાં સાથે જ વાળી દેવાના કાર્યને આરંભી દીધું હતું. ન હતું અંધારું કે ન હતું અજવાળું. દક્ષિણ દિશાના આકાશમાં કાળાં વાદળાંનો પ્રચંડ પર્વત દેખાતો હતો; અને તેની પાછળ ચંદ્ર છુપાયો હતો; વાદળાની

ફેંકનારી ચમકતી હતી, તેજસ્વી હતી; વચ્ચેનો ભાગ અત્યંત શ્યામ હતો.

એકદમ તેમાંથી વીજળી ઝબૂકી.

"જો, સોમક, જોવા છે તારે અગ્નિદેવ?" સુમેધાએ સત્તાવાહી બોલથી સોમકને ડાર્યો.

સોમક તે વિજળીના ભયંકર ચમકાર તરફ ફર્યો. તેની આંખો ફાટવા લાગી. તેની ચેતનાને કોઈ ખેંચી કાઢતું હોય તેમ તેને લાગવા માંડ્યું.

"જો, એ બે આંખો!–હું અગ્નિપુત્રી છું; મને તું બાથમાં લેવા દોડે છે એમ ને, લાકડાના ઢીંગલા–કર્મકાંડી વિલાસી અને તેજહીન! યાદ રાખજે એ બે નેત્રો: એ બે પ્રચંડ, દુર્ધર્ષ, વિશ્વભક્ષી નેત્રોની આગ તને ખાઈ જશે!" રોહિત અને ગ્રામણીએ ધક્કેલેલા સોમકને હડસેલી એ જ નીડરતાથી સુમેધા ઊભી રહી.

રોહિત અને ગ્રામણી પોતાની શક્તિના તોરમાં સુમેધાને સમજી શક્યા નહિ.

"આ અસુરકન્યા કોઈ પણ રીતે સોમક સાથે જ પરણાવવી જોઈએ. ગ્રામદક્ષિણા ગુરુઓને સુરક્ષિત ભોગવવા માટે મળે છે. શું જોઈ રહ્યા છો, આર્યો! પકડી લો આ દુષ્ટ કન્યાને!" ગ્રામણીની આજ્ઞા મળતાં જ દશ બાર આર્યવીરો પોતાનાં ખડ્ગ ખેંચી આગળ ધપી આવ્યા.

શંકરની માફક આ અગ્નિપુત્રીને તૃતીયનેત્રની આવશ્યકતા ન હતી; તેનાં બે નેત્રોનું તેજ તેની મર્યાદા ઓળંગનારને ભસ્માવશેષ કરવા પૂરતું હતું.

"આ કાષ્ઠના પૂતળા સમો તમારો સોમક! આ પરકન્યા ઉપર—એક નિર્દોષ વટેમાર્ગુની એકની એક જીવનના અવલંબન શી કન્યા ઉપર આક્રમણ કરનાર તમે આર્યો પરાક્રમના પ્રતિનિધિઓ! ના, તમે તો વાસનાના ઢીંગલાઓ છો, ઢીંગલાઓ! એ મારો પુરાતન પિતા અગ્નિ આ સોમક અને રોહિતને બાળશે! મારો શાપ છે; જાઓ; દૂર ખસો." જાણે હૃદયની યજ્ઞવેદીમાંથી પવિત્ર હુતાશનની જ્વાળાઓ ભભૂકતી હોય તેમ સુમેધાની તેજસ્વી શબ્દાવલી જનસમૂહ ઉપર વિસ્તરી રહી.

પેલા ખડ્ગ ખેંચી આક્રમણ કરવા આવેલા ગ્રામણીના માણસો ઘડીભર અટકી ગયા.

"કોઇના દિલમાં દયા નથી—માનવતા નથી? શું કોઈ આ લોથપોથ થઈ નિશ્ચેતન પડેલા, જીવનની પૂર્ણાહુતિ ઊજવતા, એક નિરપરાધી પરદેશી વટેમાર્ગુની વહાર કરનાર અહીં નથી?" સુમેધાએ બૂમ મારી.

એટલામાં જાણે દક્ષયજ્ઞમાં *સતીના અપમાનનું વેર લેવા કોઈ વીરભદ્ર ધસી આવતો હોય તેમ કોઈ પ્રચંડકાય પરદેશી ધસી આવ્યો. એના હાથમાં આયુધ ચમકતું હતું. તેની ભવ્ય મુખમુદ્રા, ચાર હાથ ઉંચો દેહ, વિશાળ ભાલ પ્રદેશ, ઉન્નત નાસિકા, તેજસ્વી ગોળ નેત્રો અને તેનાં માંસલ છતાંય ચપળ અંગો—ઘડીભર તો મોટા જનસમૂહને

* દક્ષની પુત્રી તરીકે શંકરની પત્નીનું નામ 'સતી'—બીજે જન્મે હિમાલયની પુત્રી તરીકે 'પાર્વતી'.

થંભાવી દે તેવાં હતાં. તે દોડીને ટોળાની વચમાં કૂદી પડ્યો. તેનો નિર્ણય થઈ ગયો હતો.

"આ નિરાધાર પરદેશીઓ ઉપર આક્રમણ કરો છો? શું આનું નામ આર્યોની વીરતા? ખબરદાર કોઈ ચમક્યા છો તો!" પણિનાયક બૃબુએ ગર્જના કરી.

ક્ષણવાર બધા સ્તબ્ધ બની ગયા. કોઈ નિશ્ચય ઉપર આવી શકે ત્યાર પહેલાં તો તેણે સુમેધાને પોતાના વજ્રદંડ સમા બાહુથી ઉચકી; અને બીજે હાથે તે પોતાનું આયુધ ખેલતો મેદાનની વૃક્ષરાજિ વટાવી બહાર નીકળી ગયો. તે ઉતાવળે પગલે સિંધુનદીના રેતીના તટ ઉપર દોડ્યો. માર્ગમાં બે આર્યો તેને અટકાવતાં મરણશરણ થયા. હાહાકાર મચી રહ્યો.

ઋષિ સુમિત્રનો ગંભીર અવાજ આવ્યો.

"આર્યત્વનું અભિમાન આર્યોએ રક્ષવાનું છે. કુશસ્થલીના આર્યનાયકો ઋષિપુત્રનું એક અસુરકન્યા તથા પરદેશી પણિનાયકને હાથે અપમાન નહિ થવા દે! અમારું જીવન તો અસુરોના સંહારક ઇન્દ્રને સમર્પિત છેઃ અમારી પ્રાર્થનાઓ તેને સાંભળવાની છે."

ઋષિ સુમિત્રે આમ બોલી પોતાના ખિન્ન હૃદયને આશ્વાસન દેવા *અશ્વત્થપાત્રમાંથી ઇન્દ્રનું નામ દઈ સોમરસ પીધો.

* પીપળાના લાકડામાંથી બનાવેલું વાડકા જેવું વાસણ.

૩

'પકડો, પકડો!'

—આ ભયંકર બૂમના પડઘા સપ્તસિંધુના ઉત્તર પ્રદેશની વનરાજિમાં ત્રાસ ફેલાવી રહ્યા હતા. પચાસેક માણસની ટોળી દોડતી આવી. આગળ એક પરદેશી જણાતો માણસ સિંધુ નદીના કાંઠે પહોંચવા મથી રહ્યો હતો. પેલી ટોળી આ માણસને પકડવા યત્ન કરતી હોય તેમ લાગતું હતું. પેલા પરદેશી માણસના હાથમાં એક કન્યા હતી. એ પ્રચંડકાય માનવી તેને ફૂલની જેમ ઉચકી આગળ વધતો હતો.

"એ વલના* અનુયાયી પણિને પકડો! શું આર્યોને ઇન્દ્રદેવની પ્રેરણા નથી? દોડો, દોડો,—પકડો! આ પકડાઈ ગયો સમજો!" આગળ દોડતો પેલી ટોળીનો નેતા બૂમો પાડી પોતાના સાથીઓને ઉશ્કેરતો હતો. પણ પેલો પ્રચંડકાય માનવી એમ સહેલાઈથી પકડાઈ જાય એમ હતું જ નહિ. સિંધુ નદીના વિશાળ રેતીતટ ઉપર દોડતો દોડતો તે છેક કાંઠે આવી પહોંચ્યો. કાંઠે આવી તેણે એક પ્રકારની ચીચીયારી કરી. પાસે પડેલી હોડીમાંથી બે માણસો જાગી ખડા થઈ ગયાં. હાથવેંતની રમત હતી. પેલી ટોળી ફક્ત વીસ પચીસ વારને અંતરે હતી. છતાં પણ તે પ્રચંડકાય પુરુષ તેના બે મદદગારોની સહાયતાથી પેલી કન્યાને મૂકી હોડીને નદીનાં ઉછળતાં નીરમાં હંકારી મૂકી.

*=પણિઓનો દેવ; વેદમાં તેનો ઉલ્લેખ વારંવાર કરવામાં આવેલો છે.

આર્યોની ટોળી કાંઠે આવી. શું કરવું એની વિમાસણમાં પડી.

"ઇંદ્રે આ વેળા મદદ ન કરી. આપણા યજ્ઞમાં શું આ વલનો અનુયાયી આમ વિઘ્ન કરી શકે? આપણી સ્તુતિઓ ઇંદ્રે સાંભળી નહિ. અરે, આમ એક અધર્મી પરદેશી શું આપણને—આર્યોને—તેમના જ પ્રદેશમાં પરાજય આપી શકશે? છે કોઈ આર્યવીર પોતાના પ્રાણની આહુતિ આપી આ વિધર્મીને અને પેલી કન્યાને લાવી દેનાર?" નિરાશ બનેલા નેતાએ પોતાની ટોળીને ઝનુન ચઢાવવા યત્ન કર્યો.

સઘળા ઘડીભર શાંત બની ગયા. રોહિત અને ગ્રામણીના ભાઈએ છેવટે પેલા વિધર્મીની પીઠ પકડવાનું બીડું ઝડપ્યું.

"સિંધુ માતાનાં નીરમાં અમે ઝંપલાવીશું. સિંધુમાતા આપણી ધાત્રી આપણને ત્યજી નહિ દે. અમે તરી જઈ પેલા વિધર્મીની પૂંઠ પકડીશું" આટલું બોલ્યા ન બોલ્યા એટલામાં તો એ બે આર્યવીરોએ નદીનાં નીરમાં પડતું નાખ્યું.

નેતાએ બૂમ મારી: "પહોંચો! સામેના ગ્રામના ગ્રામણીને* મળજો. આપણો એ મિત્ર છે. તેની પાસેથી હોડી લઈ આવો અને એ વિધર્મીને શોધી પકડી પાડો."

પેલા બે વીરોએ હોંકારો દીધો અને નદીનાં નીરમાં અદૃશ્ય થઈ ગયા.

---

* ગામડાનો મુખી.

"ઇંદ્રનો વિજય થાવ !" નેતાએ ગર્જના કરી. સાથેના આર્યોએ તે ઉપાડી લીધી. નવી શ્રદ્ધા તેમના દિલમાં વ્યાપી અને આશાભર્યે હૃદયે તેઓ કાંઠે બેઠા. ઇંદ્ર તેમને ચોક્કસ મદદ કરશે—એ શ્રદ્ધાએ તેમનાં હૃદય પુલકિત થયાં.

આ આર્યો તે કુશસ્થલીનો ગ્રામણી, અને તેના બીજા સાગ્રીતો હતા. સોમક પણ ત્યાં હતો. તાપણું ચેતાવી તેઓ કાંઠે બેઠા. સામા ગામથી હોડી આવવાની રાહ તેઓ એકીટશે જોઈ રહ્યા હતા.

"ગ્રામમાં જવાય જ કેમ ? સુમિત્ર ઋષિને શું મોં બતાવીશું ?" નિરાશામાં ગમગીન બનેલો ગ્રામણી પોતાના સાગ્રીત પ્રત્યે બોલવા લાગ્યો. બે એક પ્રહર થયા હશે. ચંદ્રમા આકાશમાંથી નફ્ટ રીતે હસી રહ્યો હતો.

"રોહિત અને તમારા ભાઈએ તો સિંધુમાતાનાં નીરમાં ઝંપલાવ્યું છે. તમારો ભાઈ એ તમે જ છો ને ! ઋષિપુત્ર સોમક પણ અહિં જ છે. કાંઈક ગોઠવણ કરી પાછા ફરશો તો જ ઠીક રહેશે. તમે નહિ હો તો ગ્રામના મહોત્સવની વ્યવસ્થા કથળી જશે." એકે સૂચના કરી.

"હા, રોહિત હોડી લાવે એટલે આપણામાંથી બે ત્રણ વીરો હોડીમાં બેસી બૃબુપણિની પીઠ પકડે; અને સોમક પણ ભલે તેમની સાથે જાય. જ્યાં જ્યાં તેઓ જશે ત્યાં ત્યાં આપણા મિત્ર-આર્યો તો તેમને મદદ માટે મળશે જ." બીજાએ વાતને સ્પષ્ટ કરી.

"રોહિત અને બીજા વીરો આવવાના હોય તો મારે

જવાને શો વાંધો હોય? આ બધાં ગ્રામોમાં પિતાજીનું વર્ચસ્વ છે. આનંદ મળશે અને વળી કાંઈક અપૂર્વ લાભ તો છે ને!" સોમકે હોડીમાં આગળ જવા કબુલ કર્યું. સુમેધા અદૃશ્ય થતાં, પોતાના ભયાનક અનુભવો સોમક ભૂલી ગયો. તેની વિલાસી, રખડેલ વૃત્તિ જાગ્રત બની.

નીરવ શાંતિ હતી; એક ફક્ત અવિરત ઘર્ઘર-સંગીત મચાવતો સિંધુનો પ્રવાહ વહ્યે જતો હતો; ચંદ્રિકાએ તેને તરંગે તરંગે ચાટલાં ચોડ્યાં હતાં.

ભૃગુની હોડીની સ્પર્ધામાં રહેવું તો એ બન્નેય વીરોને માટે અશક્ય જ હતું. પણ કઈ દિશામાં અને ક્યાં હોડી અટકે છે તે કદાચ પાછળ પડવાથી માલમ પડી શકશે એમ તો રોહિતને લાગતું જ હતું. સિંધુના પ્રવાહમાં કુશસ્થલીથી એકાદ ગાઉ નાનકડા તરાપામાં જવું સહિસલામત હતું; અને તેમાં ય વળી રાત્રિનો સમય હતો. આથી જ રોહિતના દિલમાં ભૃગુપણિ અને સુમેધાને પકડવાની આશા હતી.

ત્રણેક પ્રહર વીતી ગઈ. રોહિત હોડી લઈને સામા કાંઠાના ગ્રામથી આવી પહોંચ્યો. ગ્રામણી અને તેના સાગ્રીતો તાપણાં ચેતાવી બેઠા હતા. હોડી લાંગરી, રોહિત ટોળી પાસે આવ્યો.

"કેમ, રોહિત, તું એકલો? મારો ભાઈ ક્યાં?" ગ્રામણીએ ચિંતાતુર બની પ્રશ્ન કર્યો. ગ્રામણીના દિલમાં થયું કે કદાચ સિંધુનાં નીરે તેને ભરખી લીધો હશે.

"એની તબીયત જરા અસ્વસ્થ બની ગઈ; એટલે

એને ગ્રામણીને ત્યાં રહેવા દઈને હું આવ્યો." રોહિતે જણાવ્યું.

"અને ભૃગુની કાંઈ ભાળ?"

"ભૂતિયા ખડકોમાં એની હોડી પડી છે...પણ આપણે ક્યાં ડરીએ એમ છીએ?"

એ ભૂતિયા ખડકના પ્રદેશથી ઉંચા નગ્ન પર્વતો અને ભયંકર ઝાડીઓ શરૂ થતી હતી. આર્ય વસાહતીઓએ એ અભેદ્ય પ્રદેશ ભેદ્યો ન હતો. વળી કોઇ કોઈ વાર ત્યાંથી પૃથ્વીના પેટારામાંથી ડમરુ, શંખ, પખાજનો ધ્વનિ સંભળાતો. સિંધુમાં તરાપા હાંકનાર રાતે ત્યાંથી જતાં ડરતા. એમ વાયકા હતી કે ત્યાં કિંનરોનો પ્રદેશ હતો; અને રાત્રે એ પ્રદેશ સિંધુનાં પાણીમાંથી પણ ઓળંગવો ભયંકર ગણાતો.

"તો પછી શું કરીશું? કિંનરોના કોપના ભક્ષ્ય બનીએ તો?" ગ્રામણીએ ડર બતાવ્યો. માનવ સામે વજ્રસમી છાતી દાખવનાર એ ગ્રામણી પ્રેતસૃષ્ટિની ભાવના આગળ ડગી ગયો.

"અરે, એમાં શું? આર્યની વીરતા દાખવવા હું તો ગમે ત્યાં જવા તૈયાર છું. કિંનરો છોને આવે. ભલેને દેહને કાઢી નાખે—આપણો આત્મા તો ઇંદ્રનોજ છે ને!" રોહિતને મન બીલકુલ ડર ન હતો.

"તો પછી કોણ કોણ જશો?"

"બે એક જણ હશે તો બસ છે; સોમક છો આવે બ્રાહ્મણ તો છે જ પણ ભલે એ ક્ષત્રિયનાં સાહસ જુએ!" રોહિતે હસતાં હસતાં કહ્યું.

સોમકને જરા ડર તો લાગ્યો. પણ રોહિતને ના પડાય એમ હતું જ નહિ. વળી સોમકને બીજો આનંદ પણ રોહિત સાથે જ મળે;—એ આનંદ તે સુરાપાન, ભ્રષ્ટતા અને વિલાસનો. રોહિત અને સોમકમાં ફેર એટલો કે રોહિત સાહસિક અને આર્યત્વની આબરુ માટે મરી ફીટનારો હતો: સોમકમાં તો એ પણ ન મળે.

બધું નકકી થઈ ગયું. હોડી સિંધુનાં નીર ઉપર નૃત્ય કરતી રાતોરાત ચાલી નીકળી.

૪

નરી ભયંકરતા; ખુલ્લા ખડકો; કયાંક વૃક્ષની ઘટાઓ; નીસાસા નાખતા ભયંકર અજગર જેવી ડુંગરાની કેડીઓ! અહીં તો અંધકાર હોત તો જ ઠીક થાત;–શા સારુ ચાંદનીનો રુપેરી ઢોળ આવી નરી ભયંકરતાને દેખાડી રહ્યો હશે?

મનુષ્યનો પદસંચાર હશે એ તો પગદંડીઓ કહેતી હતી; પણ લોકવાયકા પ્રમાણે એ સામાન્ય મનુષ્યોની નહિ પણ કિંનરોનાં પગલાંએ પાડેલી કેડીઓ હતી. કિનારાથી થોડે છેટે એ ડુંગરાની હાર સમાન્તરે વાંકીચૂકી જતી હતી. ક્યાંક સુધી એમની એમ ચાલી જતી હતી. શૂન્ય ભયંકરતાએ પોતાને યોગ્ય ઘોર સ્વરસમારંભ આરંભી દીધો હતો. ચિત્તાનો ઘૂરકાટ અને શિયાળવાંનાં રુદન, વાઘના ઘૂઘવાટ અને વરુની ભયંકર ચીસો, સર્પોના સૂસવાટા અને ઘુવડના અમંગલ ધ્વનિઃ જાણે સંપૂર્ણ તાલમેલ સહિત ભયંકરતા ત્યાં તાંડવ ખેલી રહી હતી.

એ ખીણમાં કેટલેય દૂર જાણે ડુંગરના ગભારામાંથી અવાજ આવતો હતો.

"અરે, બારણું ઊઘાડું રહી ગયું, ઋક્ષક !" બીતાં બીતાં એક રક્ષકે બીજા રક્ષકને કહ્યું.

"હા, પણ અત્યારે તો કોણ આવવાનું છે, તક્ષક ? વલના મહોત્સવમાં પણિગણ સિવાય શું અહીં ફરકવાની કોઈની તાકાત છે ? જોને, આ ગંગાપ્રદેશના નાયક ભૃગુ પણ આવી પહોંચ્યા. એ વલદેવનો અનુગ્રહ નહિ તો બીજું શું ? આ મહોત્સવમાં સમગ્ર દેશના પણિનાયકો આવવાના." ઋક્ષકે તક્ષકને વલદેવનો મહિમા સમજાવી નવી વાત ઉઘાડી અને તક્ષકનો ભય કમી કર્યો.

"તેં ના જોયું ? એ તો કોઈ કન્યાને લઈને આવ્યા છે."

"એ વળી વધારે સારું."

"કેમ ?"

"બધા પણિનાયકો અને પણિજનો પોતાની કન્યા અને સ્ત્રીજનોને લઈ ને આવ્યા છે; એ જ પ્રમાણે ભૃગુ પણ લઈને આવ્યા. વલદેવ આગળ કોણ મોટું છે ?"

"એમ શાથી કહે છે ?"

"નથી જાણતો ? ભૃગુ તો આપણી રીતની વિરુદ્ધ વિચારો ફેલાવે છે. તેમના ગંગાપ્રદેશમાંથી તેમણે જે આપણાં છૂપાં વૈલસ્થાનો* હતાં તેય બંધ કરાવી દીધાં. એમણે તો આર્યોની રીતો સ્વીકારી લીધી છે. એ તો કહે છે કે

* વલદેવનાં મંદિર.

વલદેવને આપણે ભજીએ છીએ એથી જુદી રીતે તેમની આરાધના થવી જોઈએ. આપણને તો ગમ પડતી નથી." ઋક્ષકે બૃગુ વિષે સાંભળ્યું હતું તે જણાવ્યું.

"પણ ત્યારે વલદેવનો કેવો મોટો મહિમા! એવા જાતિદ્રોહી છૂપા નાસ્તિકો પણ પોતાની કન્યા લઈ વૈલ-સ્થાનમાં આવે." તક્ષકને વલદેવનું ગૌરવ બૃગુના આવવાથી વધતું લાગ્યું.

"ભલે, બૃગુ નાસ્તિક જેવો રહ્યો; બિચારી એ કન્યાનો મનખો સુધરી જશે. વલદેવને આરાધી એ પવિત્ર બનશે." ઋક્ષકના દિલમાં પણ વલદેવની ભક્તિ સ્ફુરી.

બંનેએ ગુફાનું દ્વાર બંધ કર્યું; અને પોતાની ફરજે તે લાગી ગયા. દ્વારપાળ તક્ષક વલદેવના પુરોહિતને નવા અતિથિની ખબર કરી આવ્યો.

## ૫

**પણિઓ** આર્યો સાથે વેપાર કરતા, ધીરધાર કરતા—અને વેપારીની નિર્દય રીતે આર્યોને દબાવતા. વેદકાલીન આર્યો પણ પરાક્રમથી તેમને ડારતા, પોતાના આચારમાં તેમને હલકા ગણતા—પણ પણિઓ વિના તેમને ચાલતું નહિ એ પણ ખરું. પણિઓ આર્યો સાથે મળી ગયા નહતા; પોતાની જૂની ધર્મપ્રણાલી અને પ્રાચીન માન્યતાઓનાં બંધનથી પણિઓએ પોતાના વ્યક્તિત્વને ભિન્ન અને અગમ્ય રાખ્યું હતું. પણિઓ મોટા શિલ્પીઓ

પણ હતા. તેમનાં ‘વૈલસ્થાનો’ તોડવા આર્યોએ હંમેશાં ઈંદ્રને પ્રાર્થના કરી હતી. તેમના દેવ વલને પરાજિત કરવા હંમેશાં આર્યોએ ઈંદ્રને આરાધ્યો હતો.

પણિઓ વેપાર માટે આર્યગ્રામોમાં રહેતા; પરંતુ પવિત્ર દિવસોમાં કે પોતાના સામાજિક ઉત્સવો ઉજવવા તેઓ તેમનાં એ ખાસ સ્થાનોમાં જતા. તેમની યોજના, એકતા અને આર્યોનાં આક્રમણોનો સામનો કરવાની યુક્તિઓ આ છૂપાં સ્થાનોમાં રચાતી. સપ્તસિંધુમાં વસતા પણિઓએ પણ પોતાનું છૂપું સ્થાન સિંધુ નદીની બાજુનાં ગાઢાં જંગલોમાં અને ભયંકર ડુંગરાઓમાં રચ્યું હતું.

એક ડુંગર હતો. તેમાં નાનું શું દ્વાર હતું. બહારથી જોનારને તો તે દેખાય પણ નહિ. અંદરથી તો જાણે આખોય ડુંગર કોતરી કાઢ્યો હોય એવી વિશાળ એ ગુફા હતી. મધ્યમાં ઉત્સવગૃહ હતું, અને ઉત્તર દિશામાં ઊંડે એક ગર્ભાગાર હતું. એ વૈલસ્થાન નામે ઓળખાતું; અને તેમાં પણિઓના દેવ વલની સ્થાપના હતી. ચારે બાજુએ નાના મોટા માર્ગો હતા, અને તેમની બાજુમાં નાના મોટા ઓરડા હતા. મહોત્સવ પ્રસંગે સમૃદ્ધ પણિજનોથી આ ઓરડાઓ ભરાઈ જતા.તેમની સમૃદ્ધિ અને વિલાસપ્રિયતા આ ઓરડાઓને પત્થરે પત્થરે વ્યાપી રહ્યાં હતાં. મુગ્ધ પણિકન્યાઓનાં સૂચક સ્મિતોની અને લાવણ્યવતી પણિઅંગનાઓનાં પ્રગલ્ભ હાસ્યોની રેખાઓ જાણે આખીય ગુફાની કળામાં અંકિત થઈ ગઈ હતી.

એક ખૂણાના ઓરડામાં બે અતિથિ જેવા માણસો

ધીમે પગલે જતા હતા. ઘીના દીવાઓનો આછો પ્રકાશ વ્યાપ્યો હતો. મધ્યરાત્રિ વિત્યાને એકાદ પ્રહર થયો હશે. આજ પણિઓનો મહોત્સવ હતો. બધા પણિઓ પોતાના કુટુંબ સહિત ઉત્સવગૃહમાં ભેગા થયા હતા.

"હવે ભળી જઈશું તો કોઈ જાણવાનું નથી. બધા સુરાપાનમાં પડ્યા હશે અને આપણે તો અતિથિ માફક વર્તવાનું છે." એકે સૂચના કરી.

"મારે ક્યાં ના છે? કિંનરોનું સ્થાન માની ન આવ્યા હોત તો આ આનંદ ક્યાં મળવાનો હતો?—બસ, આપણો સંપ્રદાય આવો જ હોવો જોઈએ! આ યજ્ઞો કરવા; કર્મઠ બની જવું; જીવનને જડ બનાવવું;—કોણ જાણે આપણો ધર્મ જ કાંઈક ખરાબે ચઢી ગયો લાગે છે! નહિ તો જીવનની સુરાને છેવટના બિંદુ સુધી શા માટે ન ભોગવવી?" બીજાના મનમાં તો ગગનગામી તરંગો ખેલ ખેલી રહ્યા હતા.

"આપણે સાચવીને ચાલવાનું છે, સમજ્યો? પકડાઈ ગયા તો છૂટવાનો આરો નથી. સાન ઠેકાણે રાખી વર્તવાનું છે; નહિ તો જીવ જશે. સુરા અને વિલાસ જીવન હશે તો ભોગવાશે... કામ સિદ્ધ કરી વિજેતા બનવું—એ તો આપણો આર્યોનો ધર્મ છે." પહેલી વ્યક્તિએ ડહાપણનો બોલ કહ્યો.

ધીમે પગલે તેમણે ઉત્સવગૃહ તરફ પગલાં માંડ્યાં.

"હાશ, આજ તો સંયમને છેલ્લી તિલાંજલિ! યજ્ઞો ગયા, વેદો ગયા—બસ, જીવનની મદિરા એકલી જ આજ

દિલમાં ઝગી રહી છે !" એક લબડતા હોઠવાળી વ્યક્તિની વૃત્તિઓએ ઉન્માદ તાંડવ આરંભી દીધું.

"ભાન રાખ !—આપણા બેનોય જીવ જશે." બીજાએ આંતરિક ઉન્માદથી લથડી જતા પોતાના સાથીને સ્થિર થવા કહ્યું.

તેઓ આગળ ચાલ્યા.

૬

ઉત્સવગૃહમાં સહસ્ર ઘૃતદીપકો એકી સાથે સળગતા હતા; છતાં ય પ્રકાશ ઝાંખો હતો. ઓતરાદી બાજુએ લાંબી પત્થરની છાટ હતી. તેની પાછળ ઉંડે ગર્ભાગારમાં વલદેવની મૂર્તિ આછી આછી દૃષ્ટિગોચર થતી હતી. પત્થરની છાટમાં ઉંડી વેદી હતી. તે ઈંટોની બનાવેલી હતી. તેમાંના અગ્નિની જ્વાળાઓની કેવળ ટોચો જ બહાર દેખાતી હતી. આખી હવામાં ધૂપનો માદક ગંધ વ્યાપી રહ્યો હતો. એટલું જ માદક સંગીત પણ ચાલી રહ્યું હતું. પણિઓ તો વ્યવહારુ વેપારીઓ હતા. તેમણે દેશદેશના દરીઆ ખેડ્યા હતા;—છતાંય અહીં એક વાર તંગ બનેલી, વ્યવહારની સંકડામણમાં બંડ ન કરી શકતી તેમની વૃત્તિઓ પવિત્ર ઉત્સવને નામે છૂટી બની ઉન્માદે ચઢી હતી. ધર્મનું ઓઠું હતું; એટલે કોઈ અદસ્ય—દૈવી ભયની પણ શંકા ન હતી.

ઉત્સવગૃહની વચ્ચે વિશાળ ખુલ્લી જગા હતી. બાકીની ત્રણ બાજુએ પણિઓની સમૃદ્ધિને યોગ્ય મંચો ગોઠવી દેવામાં

આવ્યા હતા. દિવાલો ઉપર રંગબેરંગી ચિત્રો હતાં—બધાં ય આવા ઉત્સવની માદકતામાં વધારો કરનારાં.

"દેવચરુ* આવે છે!" પુરોહિતે બુમ મારી. પુરોહિતનો પોષાક અને રીતભાત તેના સ્ત્રૈણભાવને વ્યક્ત કરતાં હતાં. સ્ત્રીપુરુષોની પડાપડી ચાલી. માતાઓ આ ધાર્મિક ક્રિયા માટે પોતાની કુમારિકા દીકરીઓને આગળ કરવા લાગી. પુરુષોમાં પણ દેવચરુ પ્રાપ્ત કરવા એક પ્રકારનો ઉન્માદ વ્યાપ્યો. સ્ત્રીઓ અને પુરુષોનું ધાંધલ શરુ થયું. સંગીતની સુરાવટ પણ આ પ્રસંગને અનુકૂળ બની. પુરોહિતનો અવાજ અને ત્વરા વધ્યાં.

પ્રત્યેક કુમારિકા પ્રથમ પુરોહિતને ભેટતી. તેના હાથની સુરાને પીતી અને ઉન્મત્ત અવસ્થામાં વલને ભેટવા જતી. વલદેવને ભેટી જે કોઈ નવો આગંતુક હાથમાં આવે તેને તે સ્વીકારતી. પુરોહિતનું કાર્ય એક યા બીજા પ્રકારે સર્વ સ્ત્રીપુરુષોને આ માદક ખેલચ્છામાં વધારે ઉશ્કેરવાનું હતું. એ સહસ્ત્ર ઘૃતદીપકો તેમના ઘેરા પ્રકાશ રૂપી આંખોથી આ ઉન્માદ નિરખી રહ્યા હતા. આ આછા ઘેરા પ્રકાશમાં પરિણીત પુરંધ્રીઓ અને તેમની અપરિણીત પુત્રીઓ વચ્ચેના પડદા અદૃશ્ય થઈ ગયા હતા. પતિપત્નીભાવની એકાકિતાને તિલાંજલિ મળી હતી. અને આ બધું ય ધર્મને ખાતર હતું—એમ તેમાંની પ્રત્યેક વ્યક્તિ માનતી. આ સંબંધી કોઈના ય દિલમાં થડકારો સરખો ય ન હતો.

---

* યજ્ઞમાં દેવને બલિ અર્પણ કર્યા પછી બાકી રહેલો પ્રસાદ.

પુરોહિત પોતાના મંત્રો ગંભીરતાથી ઉચ્ચારતો હતો; અને ઉચ્ચારે ઉચ્ચારે માદક ધૂપની આહુતિઓ વેદીમાં પડતી હતી. એ માદક ધૂમાડો અને સુરાપાન!—વિલાસિતાએ માઝા મૂકી દીધી હતી.

એક કુમારિકાએ આવી આછા પ્રકાશમાં લબડતા હોઠવાળી પેલી વ્યક્તિને હાથ લગાડ્યો. પ્રથમ પુરુષનું અપમાન કરાય જ નહિ; કારણ કે તે તો વલદેવનું અપમાન કહેવાય—આવા ઉત્સવ પ્રસંગોમાં! સુરાપાનથી ભાન ભૂલેલી પેલી વ્યક્તિને ઉન્મત્ત બનેલી—બંધનરહિત બનેલી તે કુમારિકાએ ભુજપાશમાં જકડી તેના દિલને જીતી લેવા યત્નો આદર્યા.

"આ છેલ્લી વાર કહું છું—આપણા કાર્યને આપણે ભૂલવાનું નથી. આર્યો નિશ્ચયી છે; તેથી તે વિજયી છે." સોમકના કાનમાં રોહિતે ફુંક મારી. લબડતા હોઠવાળી વ્યક્તિ તે જ ઋષિપુત્ર સોમક અને જેણે સૂચન કર્યું તે આર્ય જુવાન રોહિત; બન્ને જણે થોડી વાર ઉઘાડા રહી ગયેલા ગુહાદ્વારનો લાભ લીધો હતો.

સોમકે કાંઈ પણ જવાબ ન વાળ્યો. ક્યાંથી વાળે? એક તો તેની દબાયેલી વિલાસિતા ઉપરથી ભાર જતો રહ્યો હતો અને તેમાં ય સુરાપાન અને પણિકુમારિકાનો ભુજપાશ! તેની નિશ્ચયશક્તિ હણાઈ ગઈ હતી. અહીં આવવાનો તેનો હેતુ તે વિસરી ગયો. બ્રાહ્મણતત્ત્વના અગ્નિનો તણખો બુઝાઈ ગયો. કાષ્ઠનું પૂતળું—સંપૂર્ણ કાષ્ઠનું પૂતળું તે બની ગયો. ઉદ્દામ પણિકુમારિકાના હાથમાં તે

રમકડું બન્યો. વધુ સુરાપાન, વધુ વિલાસ !—પણિકુમારિકા મંચમાં ઢળી પડી. તેનો ભુજપાશ કાંઈક ઢીલો થયો.

સોમક ઢળી પડ્યો નહતો. વધુ વિલાસની લાલસાએ —તેના જ માત્ર એકોન્માદે—તેને જાગતો રાખ્યો હતો. તેનામાં શક્તિ ન હતી—તેનામાં ઇચ્છાશક્તિનો જરી અંશ પણ ન હતો. અને એ ઘેરા ઘૃતદીપકોના પ્રકાશમાં તેના ઉપર બે અંગારા જેવી તેજસ્વી આંખોનો ચમકાર પડ્યો. સોમકની સાન જતી રહી—કેવળ પેલી તેજસ્વી આંખો અને સોમકનો કાષ્ટમય દેહ એટલું જ રહ્યું. તે આંખો તેને ખેંચવા લાગી; તેનામાં કોઈ પ્રચંડ દૈવી ભય પેદા થયો; તેનામાં અકથ્ય ખેંચાણ ઉત્પન્ન થયું.

આ આંખો પરિચિત લાગી છતાં ય અપરિચિત લાગી. તેણે ધીરે ડગે ત્યાંથી ખસવા માંડ્યું. જાણે કોઇ ખેલ કરનાર દોરી વડે પૂતળીને ધારી ગતિ આપતો હોય તેમ પેલી બે ચમકતી આંખોમાંની વિજળીની સળીઓએ તેને મંચ ઉપરથી વલદેવ તરફના ગર્ભાગાર તરફ ખેંચ્યો. પુરોહિત આવી પહોંચે તે પહેલાં તો તે ઉંચી પત્થરની છાટ ઉપર ચઢી ગયો; અને પત્થરની છાટને છલંગ મારી ઓળંગવા ગયો. પેલી આંખોની વિજળીઓ વધારે તીવ્ર બની. સોમક તેના આદેશ આગળ ટકી શક્યો નહિ. અગ્નિની વેદીને ઓળંગતાં તેના પગની શક્તિ એકાએક હણાઈ ગઈ. અસહાય તે વેદીમાં પડ્યો —ધબકારો થયો; પેલી ચમકતી આંખો બીડાઈ ગઈ.

“અરે પેલી પરદેશી કન્યાનો શાપ ? આમ......”

તે ચીસ પાડી ઊઠ્યો ન ઊઠ્યો એટલામાં તો તેને અગ્નિએ ભરખી લીધો. છેલ્લી પળે તેને ભાન આવ્યું—પણ વાત ગઇ. કાષ્ટનું પૂતળું અગ્નિને ભેટવા ગયું.

સોમકની ચીસથી વાતાવરણમાં આંચકો આવ્યો. ઘડીભર મૃત્યુના દર્શન આગળ વિલાસિતા ઠરી ગઈ. ગંભીરતા અને મૌન વ્યાપ્યાં. આ ઓચિંતા આઘાતે આખા મંડળમાં સ્તબ્ધતા ફેલાવી દીધી. બળી ગયેલી વ્યક્તિનું નામનિશાન એ અગ્નિની પ્રચંડ જ્વાલાઓમાં લુપ્ત થઇ ગયું.

વિલાસ અને સુરા પોતપોતાને ઠેકાણે રહ્યાં. પણિઓનાં હૈયાં ભારે થયાં. તેમના હૃદયમાં ભય વ્યાપ્યો. મુખ ઉપર ચિંતા જામી. ઘોંઘાટ અને ગભરાટ મચી રહ્યાં.

આ ગભરાટ અને ઘોંઘાટનો લાભ લઈ રોહિત ત્યાંથી એકાદ માર્ગમાં સટકી ગયો. મુખ્યદ્વારે બહાર જવું અત્યારે તો અશક્ય હતું. આમ તેમ વિશાળ ગુફાની ગલીકૂંચીઓમાં કાંઇક નાસવાનું દ્વાર તે શોધવા લાગ્યો.

"સોમક—ભાનસાન વગરનો અસંયમી સોમક! આર્યોને તો વીરતામાંય શાંતિ અને ભોગમાં પણ સંયમ રાખવાનું ઋષિઓએ શીખવ્યું છે. આર્યોની મહત્તા અને તેમના શત્રુઓનો પરાજય તેમના આ જીવનદર્શનમાં છે. સોમક તદ્દન પશુ સરખો બન્યો; તેના મિત્રને મુશ્કેલીમાં મૂક્યો; અને કાર્યની સિદ્ધિ અશક્ય બનાવી;—સુમેધા કુશસ્થલીના આર્યોને મળવી જ જોઇએ; આચાર્ય સુમિત્ર કૌંડિન્યને સુમેધાને પકડી સોંપું તો જ સોમકના અવિચારી મૃત્યુનું પ્રાયશ્ચિત્ત થાય!"—નિરાશા અને વિષાદના

વાદળથી છવાયા છતાં ય સોમક પોતાના મન સાથે નિશ્ચયાત્મક રીતે બોલવા લાગ્યો.

અત્યારે તો બહાર કેવી રીતે સટકી જવું—એ એક જ માત્ર તેની તીવ્ર ઇચ્છા હતી. એક નાનું સરખું હવા દાખલ કરવાનું દ્વાર તેણે જોયું. અંધારામાં તેમાંથી તેણે ડોકીયું કર્યું. નીચે તો સાંકડી ખીણ હતી. આછા ચંદ્રના પ્રકાશમાં તે એટલું જ જોઇ શકયો. એક ઉંચું ઝાડ તે દ્વારથી હાથેક નીચું હતું. એ ઝાડ મારફતે જમીન ઉપર આવવાનો તેણે મનસુબો ઘડ્યો. રાતના એ એક પ્રહર ઝાડ ઉપર કાઢવા અને સવારમાં ત્યાંથી ચાલ્યા જવું અને ભૃગુનો પીછો પકડવો—એવો તેણે દિલમાં ઘાટ ઘડ્યો.

૭

ઉત્સવગૃહમાં ઉત્સવને બદલે જુદું જ વાતાવરણ વ્યાપ્યું હતું.

"કેમ—કોના સગાસંબંધીએ વલદેવ સમક્ષ પોતાની જાતનો ભોગ આપ્યો? વલદેવને મનુષ્ય ભોગ નથી મળતા;—કેવો પ્રભાવ? આજ પોતાની મેળે વલદેવે ભોગ લીધો. કોઈ નાસ્તિક અહીં હોય તે જોઈ લે; વલદેવનો પ્રભાવ!" પુરોહિતનો અવાજ ઘેરો બની આખા મંડળની શાંત ગંભીરતામાં વ્યાપી રહ્યો.

બધા પણિઓ પોતાના કુટુંબ અને બાળબચ્ચાંની તપાસ કરવા લાગ્યા. નશો—સુરાપાનનો નશો અને વિલા-

સિતાનો નશો—ઊડી ગયો. કોઇનું કોઈ પણ સગું ગૂમ થયેલું લાગ્યું નહિ.

“મને શંકા છે કે એકાદ બે આર્યો આ ગુફામાં ધુસી ગયા હશે: કુશસ્થલીના આર્યો અને મારી વચ્ચે આ કન્યા માટે ઝગડો ઊઠ્યો હતો અને મારો પીછો પકડી તે અહીં આવ્યા હોય એ સંભવિત છે.” પણિનાયક બૃબુએ મોટેથી બૂમ મારી જણાવ્યું.

બધા પણિઓની નજર તેના તરફ મંડાઈ.

“તો બીજો કોઈ આનો સાથી ગુફામાં ધુસ્યો હોય તો શોધી કાઢવો જોઇએ. યુવાન પણિવીરો તપાસ કરે.” પુરોહિતનો આદેશ થયો. બે ચાર પણિયુવાનો ગુફાનાં દ્વારેદ્વારે અને ઓરડે ઓરડે કોઇ ધુસી ગયું છે કે નહિ તેની શોધ કરવા લાગ્યા. તક્ષક અને ઋક્ષકને પણ પૂછવામાં આવ્યું; પ્રથમ તો તેઓ ગભરાયા પણ પછીથી તેમણે કોઈનો ધુસી જવાનો—મુખ્યદ્વારથી ધુસી જવાનો ઈન્કાર કર્યો.

બધા પણિઓની નજર બૃબુ ઉપર મંડાઈ. ખાસ તો તેમનું આકર્ષણ સુમેધા ઉપર ગયું. બન્નેમાંથી કોઇએય આ ઉત્સવમાં ભાગ લીધો નહતો.

“કેમ—આ તમારી સાથેની કુમારિકાને વલદેવને અર્પણ કરી કે?” સપ્તસિંધુના એક વૃદ્ધ પણિએ બૃબુને પૂછ્યું. આર્યજન વેદીમાં ભરખાઈ ગયો જાણી બધાંને સંતોષ થયો હતો; એટલે આ જુદી જ વાત નીકળી.

“હું વલદેવને માનું છું; પણ આ પ્રકારના વિલાસી

શક્તિવ્યયથી વલદેવ સંતુષ્ટ થતા હોય એમ હું માનતો નથી. આ કુમારિકાને આવા વિલાસથી ઘૃણા થઈ છે. એનાં નેત્રો જ એ કહી આપે છે." બૃભુએ શાંતિથી જવાબ આપ્યો.

"ત્યારે આપણા પુરાણા ધર્મમાં તમને વિશ્વાસ નથી એમ ને? આખા પણિસમુદાયને માન્ય વસ્તુ શું તમને માન્ય નથી?" પેલા પણિએ બૃભુને જણાવ્યું.

બીજા કેટલાક પણિઓ પેલા વૃદ્ધપણિની વહારે આવ્યા.

"આ બધું વલદેવની પ્રીતિ અર્થે થાય છે—એટલે તેમાંથી વિલાસની ભાવના અદૃશ્ય થઈ જાય છે." વલદેવના પુરોહિતે પણ આ ધાર્મિક ચર્ચામાં ઝંપલાવ્યું.

"અરે, બૃભુ તો આર્ય બની ગયો છે—એને તો વલદેવ તરફ ભક્તિ નથી; નહિ તો શું ગંગાપ્રદેશમાંથી વલસ્થાનોનો તે લોપ થવા દે?—એ અધર્મીનું તો—" એક ઉંમરલાયક પણિ ક્રોધવચનો બોલવા લાગ્યો.

"હું આર્ય નથી. હું પણિ છું—અને હું વલદેવને પણ માનું છું, સર્જકશક્તિને કોણ ન માને? ખરું કહું તો વિલાસી જનો જ સર્જકશક્તિને માનતા નથી. સર્જનને તેઓ તિરસ્કારી સર્જનને અનુવર્તી રહેલી ઊર્મિક્રીડાઓમાં તેઓ સત્ય દેખે છે, આનંદ દેખે છે. અને તેમાંજ રાચે છે. વલદેવને તો આ કદી પણ ન રુચે. વલદેવને શ્રેષ્ઠ સર્જન જોઈએ છીએ—નરપુંગવો જોઈએ છીએ; નમાલાં ઢીંગલાંઓ નહિ. શ્રેષ્ઠ સર્જન એ જ વલદેવની પરમ પૂજા છે." બૃભુએ ગૌરવથી કહ્યું.

હિંમતથી દીપી ઊઠતા આ ભૃગુ પણિના આખા વ્યક્તિત્વને—તેની છટાને-સુમેધા—નિહાળી રહી હતી. આ દુર્ધર્ષ, પ્રચંડકાય, બ્રહ્મચર્યની દીપ્તિથી જ્વલંત અગ્નિ-સમા શોભી ઊઠતા ભૃગુએ સેંકડો પણિઓનો સામનો કર્યો હતો.

"તપ અને સંયમથી તમારી શક્તિઓને તેજસ્વી બનાવો. તેમાંથી શ્રેષ્ઠસર્જન થશે. આપણા પૂર્વજોએ દરીઆઓ ખેડયા છે; પૃથ્વીના પટને પગ તળે કાઢી નાખ્યો છે; મહાસાગરોને ક્રીડાંગણો બનાવ્યાં છે. એ તમારી શક્તિ ક્યાં ગઈ? તેમની સમૃદ્ધિનો આપણે ઉપભોગ કરીએ છીએ: અને તેમણે જ દીધેલી શક્તિને આપણે વિલાસિતામાં ખરચી નાખીએ છીએ." ભૃગુએ આગળ ચલાવ્યું.

"ત્યારે શું આપણો પુરાણો ધર્મ—પરદેશમાં શત્રુના વિરોધો છતાં અમારા જેવાઓએ સાચવેલો ધર્મ—આ પણિ-યોદ્ધાઓ તારા જેવા એક અધર્મી પણિને લીધે જવા દેશે?" પુરોહિત રાતોપીળો બની ગયો.

"સનાતન સત્ય વિનાનો—સ્વાર્થી માણસોએ પોતાને ફાવે તેમ વિપરીત બનાવેલો તમારો સંપ્રદાય એ ધર્મ નથી; ધર્મ તો હંમેશાં સનાતન સત્યનો પ્રેરક અને પોષક હોય છે. આથી જ ધર્મના તત્ત્વને જોનારાઓએ બલવિહીન સંપ્રદાયો સામે હથિયાર ઉગામ્યાં છે." ભૃગુએ એથી પણ સખત આઘાત પુરોહિત ઉપર કર્યો.

"આ અધર્મી અહીં ક્યાં ઘુસી ગયો? આ વલદેવના

પવિત્ર સ્થાનને વગોવતો પણિ—" એક પણિ બૃબુ માટે કાંઈક વધારે અપમાનજનક બોલ બોલતાં અટકી ગયો.

"હું અધર્મી? તમારામાં તાકાત શી છે મને અધર્મી કહેવાની? જેમણે પોતાનું જોમ ગુમાવ્યું છે, પોતાનાં કુટુંબો અને સમાજની પડતીમાં જે ધર્મ જોઈ રહેલા છે—તે તમે? તમારી કુમારિકાઓને શક્તિસંપન્ન કરી વીરસૂ* બનાવો ત્યાર પછી તમે મને અધર્મી કહેજો! આમ તો આપણા પણિ-સમાજનું ભાવી શું? આપણાં શહેરો મેદાનમેદાન થઈ જશે; આપણી સમૃદ્ધિ નાશ પામશે; આખા જગતમાં આપણે હડધૂત થઈશું!"

કેટલાક સમજુ પણિઓને બૃબુના બોલમાં સત્ય દેખાવા માંડ્યું. તેની વાણીના શબ્દે શબ્દ દિવ્યતાની જ્યોત સળગાવતો હતો. તેણે આગળ ચલાવ્યું.

"તમે એકલા શું ઇંદ્રના શત્રુઓ છો? ઘોર આંગિરસનો અન્તેવાસી દેવકીપુત્ર કૃષ્ણ—એણે ઇંદ્રના અનુયાયીઓની પ્રણાલીઓ સામે,—તેમના યજ્ઞો સામે—પ્રચંડ વિરોધ જગાવ્યો હતો. તેણે ઠાલી, પોકળ અને અર્થહીન યજ્ઞોની સામે બંડ ઉઠાવી, માનવ અંતરને ઉન્નત, પ્રબળ અને તેજસ્વી બનાવી, પુરુષોત્તમ બનવા માનવોને ઉપદેશ આપ્યો હતો. આર્યોએ એ વિરોધીને છેવટે અપનાવી આર્યઋષિ બનાવ્યો અને ઉપેન્દ્ર નામે તેને ઓળખવા લાગ્યા. વલદેવને એક વિરાટ સર્જક શક્તિ તરીકે પૂજો—કેવળ તેના પૂજનમાં ક્ષુદ્રવિલાસ અને ઊર્મિક્રીડાઓ ન જુઓ!...જરા વધારે તેજસ્વી બનો—પછી આર્યો જ તમારા વલદેવને નમતા આવશે."

* વીરપુત્રોને જન્મ આપનારી.

ભૃણુ આગળ બોલવા જતો હતા; એટલામાં જ પુરોહિત અને બીજા પાંચ છ પણિઓએ બૂમ મારી:

"તું આર્ય બન્યો છે—અધર્મી બન્યો છે, ભૃણુ—પાપી! આપણી રીતિ ત્યાગી, પરંપરા તરછોડી તું સમાજ-વિધ્વંસક બન્યો છે. તારા ગંગાપ્રદેશમાં તું ગમે તેમ કરજે; વલદેવ તારો વિનાશ કરશે! શું જોઇ રહ્યા છો, પણિયુવાનો? પકડો પેલી વિદેશી કન્યાને અને કરો તેનું વલદેવને સમર્પણ! અને એ જાતિદ્રોહીને—"

ભૃણુનો પ્રચંડ સ્વર વચ્ચે જ ગર્જી ઊઠ્યો:

"વિધર્મી કન્યા? એ તો અગ્નિપુત્રી છે; એના શાપનો ભોગ પેલા કર્મઠ ઋષિનો પુત્ર સોમક બન્યો છે; તમારે કોઇને બનવું છે? ના, ના, મારે જાતિવિધ્વંસક નથી બનવું; આપણા કાળે જ આપણી જાતિને અવળા માર્ગો સુઝાડ્યા છે!"

સુમેધાને પકડવા માટેની ઉશ્કેરણીના પુરોહિતના પ્રયત્નો પણિયુવાનો ઉપર અસર કરી શક્યા નહિ. અંદર અંદર દંગલ મચ્યું. ઘણાનાં દિલ ભૃણુના અભિપ્રાયનાં બની ગયાં; ભૃણુ માટે કેટલાકને તો અત્યંત સમભાવ પ્રકટ્યો. આંતરિક કલહના કોલાહલમાં કોઇએ ભૃણુ પણિને રોક્યો નહિ. ભૃણુ અને સુમેધા સહિસલામત બહાર નીકળી ગયાં.

સિંધુને કાંઠે આવી છૂપા સ્થાનમાંથી ભૃણુએ હોડી બહાર કાઢી; અને સિંધુના જળ ઉપર ભૃણુ અને સુમેધા ચાલી નીકળ્યાં.

## ૮

વિવિધ વૃક્ષોની ઘટા પવનની લહરીઓમાં પોતાનું મર્મર-ગાન મચાવી રહી હતી. મંત્રોચ્ચારના ધ્વનિને આખાય તપોવનમાં પ્રસારી પવન પોતાને પાવન કરી રહ્યો હતો. કર્મઠ યજ્ઞો કરતાં આધ્યાત્મિક યજ્ઞો, પ્રાણાયમ અને તપને આ આશ્રમમાં ઉંચું સ્થાન હતું.

ઋષિની પરિષદોમાં તત્ત્વચર્ચા થતી, પરબ્રહ્મની ભાવના સમજવાને બુદ્ધિની તીક્ષ્ણતાની કસોટી થતી; તેની સાધના માટે ઘણાય તાપસો અહીં યોગને અનુસરી રહ્યા હતા.

ગંગાનો ગંભીર પ્રવાહ નરી પવિત્રતા વહરાવી રહ્યો હતો. ભારદ્વાજ કુલનો આ આશ્રમ હતો. ઈંદ્ર, વરુણ અને અગ્નિના ચક્ષુ સમો, દેવોના મુખ સમો, આ ગતિમાન અને સ્થિર વિશ્વના આત્મા સમો—રક્તમુખવાળો સૂર્ય—જેમ કોઈ પુરુષ, રંગબેરંગી વસ્ત્ર સજી કિલકિલાટ કરી નૃત્ય કરતી રમતિયાળ યુવતી પાછળ દોડતો હોય તેમ—એ ચિત્રવર્ણી ઉષાની પાછળ દોડતો હતો.

એક ડોસો આશ્રમની બહાર લમણે હાથ દઈ વિષાદની મૂર્તિશો પર્ણાસન ઉપર બેઠો હતો,

"હવે એ ક્યારે આવશે?—કે પછી નહિ જ આવે શું?" ડોસો આમ બોલતો હતો ત્યારે ચિંતાની કરચલીઓ તેના કપાળે પડી. જાણે પોતાનું તેજ ખોવાઈ ગયું હોય તેમ વિષાદની શ્યામ છાયા તેના મુખને આવરી રહી હતી. કોઈની રાહ જોતો તે બેઠો હતો.

"—પણ તેમણે તો તમને અહીં જ મૂકવાની સૂચના મહીદાસ વૈશ્યને આપી હતી ને? પછી શું કામ ચિંતા કરો છો? પણિનાયક બૃબુનું વચન કદી મિથ્યા થતું નથી. તેની નિષ્ઠા આર્યજનોને પણ ટપી જાય તેવી છે. એને કોઈ પણ વિઘ્ન આવે તેમ નથી." કુલપતિ ભરદ્વાજઋષિએ સ્થિર ચિત્તે જવાબ વાળ્યો.

"એમ કેમ કહો છો?"

"બૃબુપણિને હું જાણું છું તેથી! એનામાં શક્તિ છે—આદ્યશક્તિનો તે ઉપાસક છે, અમે ભારદ્વાજો—'વાજસ્' —શક્તિને આ પૃથ્વી ઉપર લાવનારા છીએ: અમે શક્તિના —આંતર તથા બાહ્ય શક્તિના પૂજકો છીએ. એટલે જ એ પણિ છે છતાં ય તેના દિલમાં વસેલી ખરી આર્યતા અમે નિરખી શકીએ છીએ. મારું દિલ કહે છે કે તેનું કાર્ય સફળ થશે. તેને વિજય મળશે અને તે અહીં આવશે!" ભરદ્વાજે વધારે નિશ્ચયાત્મક બનીને કહ્યું.

"મારી દીકરી—મારા આખા આત્માની પ્રતિનિધિ —સુમેધા પણ તેની સાથે સહિસલામત રહેશે ને?" ડોસાને હજુ તેની ચિંતા કોરી રહી હતી.

"શા માટે નહિ રહે? બૃબુ વીર છે. સુમેધા સહિ-સલામત છે; મારા હૃદયની આ વાણી છે—તે ખોટી નહિ પડે." ભરદ્વાજે જણાવ્યું.

"બસ, એ જ મારે જોઈએ! સુમેધાને યોગ્ય પતિ મળે—તેનાં શક્તિ અને તેજને જીરવે એવો કોઈ પુરુષ મળે તો

મારું જીવન અખંડ બને. પછી આ પુરાણાં શિખરોના હિમને હું મારો દેહ સોંપી દઉં." ડોસામાં ભરદ્વાજના બોલે શ્રદ્ધા જમાવી.

"ઉત્તમ કન્યા તો મનુષ્યોમાંથી પોતાના પતિને પારખી કાઢે છે; અને પછી તેને ગ્રહણ કરે છે—તેની 'ભદ્ર વધૂ' બને છે.—એમ શ્રુતિમાં એક ઋષિની તેજસ્વી વાણી છે. સુમેધા તેજસ્વી હશે જ; અને તેના ઉત્તમ પતિને તે શોધી કાઢશે." ભરદ્વાજે ઉત્તર આપ્યો.

"કેવળ તેજસ્વી જ નહિ પણ બ્રહ્મનિષ્ઠ તે કન્યા છે!—અમે અગ્નિના પૂજક—અથર્વાંગિરસના અનુયાયીઓ: તમારાથી જુદા તો અમે નથી જ; દેશકાળની ઐહિક લાલસાઓ અને સ્વાર્થોએ અમને જુદા પાડ્યા." ડોસાએ પોતાની પુત્રીનો અને પોતાના કુલનો વધારે પરિચય કરાવ્યો.

"ખરી રીતે તો તત્ત્વદર્શીને આ ક્ષુદ્ર ભેદો—જાતિભેદો શેના હોય? અમે તો ઋભુપણિને આર્ય તરીકે ગણીએ છીએ. એક ઉત્તમ આર્ય તરીકે ગણીએ છીએ. એ પણિ છે તે અમને બાધક નથી; અમારી વર્ણવ્યવસ્થામાં શૂદ્ર 'તક્ષન્'નું કાર્ય કરે છે—તેમ એ 'તક્ષન્'નું કાર્ય કરે છે તેનો અમને વાંધો નથી... કેવો એ માનવ!—માનવેંદ્ર છે એ—તેથી જ અમે પણ એને માન આપીએ છીએ. તમે પણ આર્ય જ છો; તમારી તેજસ્વી બ્રહ્મનિષ્ઠ સુતા પણ અમારી તાત્ત્વિક દૃષ્ટિએ આર્ય જ છે: અમે આર્ય દૃષ્ટાઓ પારંપર્ય નહિ પણ તત્ત્વને જોનારા છીએ. અમારી શ્રુતિ કહે છે કે બ્રહ્મચર્યથી અને

તપથી કન્યા યુવાન પતિને પ્રાપ્ત કરે છે. તમારી તેજસ્વી પુત્રી ખરેખર જ તેજસ્વી પતિને પ્રાપ્ત કરશે.—ખાતરી રાખો." ભરદ્વાજે ડોસામાં નવો પ્રકાશ પૂર્યો.

દૂર દૂર ધૂળ ઊડતી દેખાવા લાગી; અને થોડીક પળોમાં રથની આકૃતિ દેખાવા લાગી. સૂર્ય જરા ઉંચે ચઢ્યો હતો. શિષ્યગણોએ પ્રભાતનાં સમિધ આણ્યાં હતાં અને તે હોમાવાથી અગ્નિ વધારે તેજસ્વી અને પ્રગલ્ભ બન્યો હતો. રથ પાસે આવવા લાગ્યો.

"એજ, બૃબુ પણિનો રથ છે!" ભરદ્વાજે દૂર નજર ફેંકી કહ્યું.

"કેમ આવ્યા?"

"હા, એજ આવે છે; મેં નહોતું કહ્યું કે બૃબુ પણિ કદાપિ ખોટો પડતો નથી? એ સમૃધ્ધ અને સમર્થ પણ છે. એણે આર્ય આશ્રમોને પોષ્યા છે; આશ્રમજીવનનો અર્થ તે સમજ્યો છે. કદાચ એ આપણને મળવા આવે છે." ભરદ્વાજે ડોસાને વાત વધારે સમજાવી.

રથ ઠેઠ આવી પહોંચ્યો. કુલપતિની પર્ણકુટીને આંગણે એ રથ ઊભો રહ્યો. સુમેધા અને બૃબુ તેમાંથી ઊતર્યાં.

"આ તમારા પિતા; મેં મારા મિત્ર મહીદાસ વૈશ્યને કહ્યું હતું કે તમારા પિતાનું રક્ષણ કરવું અને કોઈ પણ રીતે આ આશ્રમમાં તેમને લાવવા. જુઓ, એ આવી પહોંચ્યા છે ને? હવે હું તમને તમારા પિતાને સોંપું; તેમના દિલને

ટાઢક વળે!" ભૃગુએ સુમેધાને જણાવ્યું. તેનું હૃદય હર્ષથી થનગની રહ્યું હતું

"મારા પ્રણામ સ્વીકારો, ગુરુદેવ; ભૃગુએ કુલપતિ ભરદ્વાજને પ્રણામ કર્યા, અને પછીથી તરતજ પેલા ડોસા તરફ તે ફર્યો.

"આ તમારાં પુત્રી—હું આપને તે સોંપું છું. એ સુરક્ષિત છે. એમને અપવિત્ર કરવાની પ્રાકૃત માનવોની શી તાકાત છે?" ભૃગુએ સુમેધાની સોંપણી ગૌરવપૂર્વક કરી.

"પિતાજી, જીવન કૃતાર્થ થયું. હું આપની ચરણરજ ઝીલવા આવી પહોંચી છુ. પરંતુ એક બાબતમાં, પિતાજી, મારે આપની આજ્ઞા જોઈએ — મારા બ્રહ્મચર્યના તેજથી, અગ્નિદેવે આપેલા પ્રકાશથી, મને એક પતિ—ના, મિત્ર જડયો છે...એ આ પણિરાજ ભૃગુ! આપ સંમતિ આપી મને કૃતાર્થ કરો!" સુમેધાએ પોતાના દિલની વાત સીધી જ પોતાના પિતાને જણાવી.

"આપની ઇચ્છા અને મારી દૃષ્ટિ બેય કેવાં એક સાથે મળીને કામ કરી રહ્યાં છે! સુમેધા અરધી ન રહે— તેના પતિ સહિત તે આખી બને એ તમારા દિલની ઇચ્છા હતી; મારી દૃષ્ટિ પણ કહેતી હતી કે પણિરાજ ભૃગુને માટે તમારી તેજસ્વી સુતા નિર્માણ થયેલી છે. ભલે દૈવી મનોરથ ફળો અને શુભ થાવ!" ભરદ્વાજે આશીષ આપી.

"તેની ઇચ્છાને અગ્નિદેવ પરિપૂર્ણ કરો. મારા દિલને આજે શાંતિ લાગે છે. તારું શુભ થાવ. મારી નજરે

તને યોગ્ય પતિયુક્ત હું જોઉં છું—એ કાંઈ ઓછું સુખ છે?" ડોસાનાં નેત્રમાંથી શાંતિ ઝમી રહી.

કુલપતિ ભરદ્વાજની વેદી સમક્ષ જ પાણિગ્રહણ કરવાનો તત્કાળ નિર્ણય કરવામાં આવ્યો. શિષ્યમંડળ ત્યાં એકઠું થવા લાગ્યું. વેદીની જ્વાળાઓમાં સમિધ અને ઘૃતની આહુતિઓ પડવા લાગી. અગ્નિ પ્રદીપ્ત થયો. પાણિગ્રહણનો વિધિ થવા લાગ્યો.

વેદીનો અગ્નિ સુમેધા અને ભૃગુનાં મુખને વધારે તેજસ્વી બનાવી રહ્યો હતો. ભરદ્વાજના મંત્રે મંત્રે નવી દીપ્તિ બંન્નેયનાં હૃદયમાં વ્યાપતી હતી.

'ભૃગુ, પણિરાજ, હું અરધી હતી;–તમે પણ અરધા હતા: આપણે હવે આખાં થયાં' સુમેધાના હૃદયની અમિત શાંતિ તેની વાણીમાં તરી આવતી હતી.

'હા, હું પુરુષ છું, તું સ્ત્રી છે; હું સામ છું; તું ઋક્ છે; હું દ્યૌ છું, તું પૃથ્વી છે; અહીં આપણે બંન્ને એક બનીશું અને પુત્રને જન્મ આપીશું." ભૃગુએ સુમેધાના હૃદયની ઇચ્છા સ્પષ્ટ રીતે જણાવી. બંન્નેએ એક બીજાના દિલને ઓળખ્યાં હતાં. તેમનાં હૃદય એક થયાં હતાં.

"સુમેધા, તું ભૃગુના ઘરની—તારા શ્વસુરગૃહની—સામ્રાજ્ઞી થજે!" ઋષિ ભરદ્વાજે ઘોષણા કરી. પાણિગ્રહણ થઈ ગયું. કેટલીક ક્રિયાઓ બાકી તો હતી જ પણ દૂરથી આશ્રમમાં સામાન્ય રીતે અસ્વાભાવિક એવો કોલાહલ સંભળાવા લાગ્યો. કેટલીક ચીચીયારીઓ સંભળાવા લાગી.

"દસ્યુઓ ધસી આવતા લાગે છે!" એક તાપસે એ ચીચીયારીઓ ઓળખી ભય બતાવ્યો.

"અરે, પણ અશ્વોની ખરીઓનો અવાજ સાંભળતો નથી?" બીજા તાપસે પેલાને જવાબ વાળ્યો.

"ઓરે, આ તો ત્રણ ચાર આર્ય ઘોડેસ્વારોની પાછળ દસ્યુઓ ધસ્યા આવે છે—ચાલો પેલી ઘટામાં જતા રહીએ!" એક વૃદ્ધ તાપસે સૂચના કરી.

આશ્રમની શાંત અને મનોહર ભૂમિ ઉપર દોડધામ ચાલી. બે ત્રણ આર્યો પૂરપાટ ઘોડા ઉપર દોડતા હતા. દસ્યુઓ તીર અને પરશુઓથી તેમના ઉપર હુમલો કરતા ભર્યે શ્વાસે તેમની પાછળ ધપતા હતા. આશ્રમના સાંકડા અને વૃક્ષોથી ભરપૂર માર્ગમાં પેલા આર્યો છૂટથી ઘોડાઓ હેકાવી શકતા ન હતા. આર્યો દસ્યુઓના હાથવેંતમાં આવી ગયા હોય તેમ થઈ ગયું. આ ઘોડેસ્વારો કુલપતિના ચોગાન આગળ આવી ગયા. આ સ્થાન ઉપરથી કેવી રીતે નાસી જવું એ જ તે આર્ય ઘોડેસ્વારોનું પરમ ધ્યેય હતું. એક ઘોડેસ્વારનો ઘોડો પાસેના આમ્રવૃક્ષ સાથે અથડાયો. ઉપરનો ઘોડેસ્વાર ગબડી પડ્યો; અને ધબ લઇને પેલી સળગતી વેદીમાં પડ્યો. દસ્યુઓને તો કોઈ પણ હિસાબે પેલા નાસતા ઘોડેસ્વારોને પકડવા હતા. ઘોડેસ્વારો અને દસ્યુઓ પરવાડે થઈને જતા રહ્યા.

ભરદ્વાજ અને ભૃગુએ બહાર આવી વેદીમાંથી પેલા ઘોડેસ્વારને કાઢ્યો. તેનામાં હજુ જીવ હતો; પણ જીવે એમ તો લાગતું જ ન હતું. તેનું આખું શરીર લગભગ બળી ગયું હતું.

"હા,...એ શાપ ફળ્યો...એ ખરેખર અગ્નિકન્યા—" અગ્નિથી દાઝવાને લીધે મરણોન્મુખ બનેલા આર્યના તૂટક તૂટક શબ્દો સંભળાવા લાગ્યા.

એટલામાં જ તેનાં નેત્રો ફર્યાં. તેણે ભૃગુને, સુમેધાને અને તેના બાપને જોયાં. જેમને પકડવા તે આવતો હતો, તેમણે જ તેના તરફ આ અંતની પળે પણ સદ્ભાવ બતાવ્યો હતો. તેની આંખમાં પ્રથમ અચંબો જણાયો; પછી જાણે પોતાની જાતથી જ તે શરમાતો હોય એમ તેને લાગવા માંડયું. તેણે પોતાનું બળ એકઠું કરી કાંઇક બોલવા પ્રયત્ન કર્યો:

"શું કામ તમે મને અગ્નિમાંથી બચાવ્યો?...જે દુષ્ટ સાહસે મારી વિટંબણા શરુ કરી...તેવા જ દુષ્ટ સાહસે મારો અંત..." એટલું બોલતામાં જ તેનો અવાજ શમી ગયો. ઊંડા શ્વાસ શરુ થયા. તેનો આત્મા દેહ છોડી ચાલ્યો ગયો.

આ સુમેધાના શાપનો બીજો ભોગ—સાહસિક રોહિત. રોહિતે વૈદ્યસ્થાનમાંથી છટકી, ભૃગુનો પીછો પકડયો હતો. તેના આર્ય સાથીદારો સાથે તે ભરદ્વાજના આશ્રમ તરફ આવતો હતો. રસ્તામાં જંગલના એક ભાગમાં દસ્યુઓનું ગ્રામ આવ્યું. ત્યાંથી એક આર્યે દસ્યુકન્યા ઉપાડી. દસ્યુઓ આર્યોની પાછળ પડયા; અને રોહિતનો કરુણાન્ત આવ્યો.

સુમેધાના માનસમાં ગંભીરતા વ્યાપી. પોતાના હાથે થયેલા આ વિનાશનો ડાઘ તેના દિલમાં રહી ગયો.

સુમેધાનો વૃદ્ધ પિતા હિમાલયનાં શિખરો ઉપર હિમાળો કરવા ચાલ્યો ગયો.

૯

"મારા અંતરનો નાદ બોલે છે—કે આપણે હવે ભરદ્વાજના આશ્રમમાં જઈએ. મારી ઈચ્છા પૂર્ણ કરો. એ ભરદ્વાજના આશ્રમમાં મારા આત્માને તમારા આત્માએ ઉત્તમ રીતે આકર્ષ્યો—તમારા આત્મા સાથે એક કરી દીધો; તમારા આત્માએ મારા આત્માનો 'પ્રણય' કર્યો. ત્યાર પહેલાં મારો આત્મા તેના ખોવાયેલા અરધિયા ખાતર ભમી રહ્યો હતો; તમારો આત્મા પણ તે ખાતર જ ભમી રહ્યો હતો. અને આપણાં બે અરધિયાં ભેગાં મળ્યાં અને આપણે એક બન્યાં—એ પણ ભરદ્વાજ ઋષિના આશ્રમમાં—મારા વૃદ્ધ પિતા સમક્ષ, મારા આદ્ય-પ્રેરક અગ્નિદેવ સમક્ષ...તો પછી તે પ્રણયનું ફલ-તે આત્મૈક્યનું શિરોબિંદુ પણ શા માટે ભરદ્વાજના આશ્રમમાં નહિ ?" સુમેધાએ પોતાની સઘળી શક્તિથી પોતાની ઈચ્છા વ્યક્ત કરી.

આ બોલ બોલતાં કોઈક અપાર્થિવ અને અગમ્ય તત્ત્વ તેનાં નેત્રમાં ચમકી રહ્યું. તેના ગૌર મુખ ઉપર સહેજ ફીકાશ આવી. ભૃગુ તે સમજી શક્યો નહિ.

"શું તું એમ માને છે કે એ ઈચ્છા પૂર્ણ નહિ થાય ?—એ પૂર્ણ થશે જ." ભૃગુએ ઉત્તર આપ્યો.

ભરદ્વાજના આશ્રમ પાસે વિશાળ ગંગાતટે ભૃગુનો પ્રાસાદ હતો, ભૃગુ તો મોટો શાલ્પી હતો. તેણે પોતાનો

પ્રાસાદ પત્થરનો બાંધ્યો હતો. અનેક આશ્રમોમાં તેના તરફથી દાન થતાં. આર્યોની સંસ્કૃતિનો તે પક્ષપાતી બન્યો હતો— આર્યોની ઉન્નત ભાવનાએ તેને આકર્ષ્યો હતો. યજ્ઞો—હિંસાના યજ્ઞો તરફ તેને બીલકુલ રુચિ ન હતી. ભારદ્વાજો તરફ તે મમતા બતાવતો હતો; અને કુલપતિ ભરદ્વાજ ઋષિને તેણે પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા હતા. ભરદ્વાજનો આશ્રમ બૃબુના પ્રાસાદથી બે ક્રોશ હતો.

સુંદર રથ તૈયાર કરવામાં આવ્યો. ગર્ભવતી સુમેધાને શ્રમ ન પડે તેવી સઘળી સગવડ તેમાં હતી. બૃબુ અને સુમેધા તેમાં બેઠાં અને ભરદ્વાજના આશ્રમમાં આવી પહોંચ્યાં. કુલપતિએ તેમનો સત્કાર કર્યો. તાપસીઓએ સુમેધાની સરભરા કરવા માંડી.

ભરદ્વાજે આશીર્વાદ આપ્યો "પુત્રવતી થજે-તારો પુત્ર પ્રતાપી અને તેજસ્વી નરોત્તમ બનશે! પુત્ર એ તો પરમ-ધામમાં પણ જ્યોતિરૂપ છે."

## ૧૦

તે ઘડી પણ આવી પહોંચી. સુમેધાનો વાન બદલાઈ ગયો હતો. તેણે પુત્રને જન્મ આપ્યો—ભરદ્વાજનો આશીર્વાદ ફળ્યો. પણ સુમેધાનાં નેત્રોમાં કોઈક જુદી જ જ્યોતિ ઊભટતી હતી. તેનું શરીર ખેંચાતું હતું. તેનો આખો ય દેહ કોઈ અપૂર્વ આકર્ષણ અનુભવતો હતો. તેની સારવાર કરતી વૃદ્ધ તાપસીઓને સુમેધાનું જીવન સમેટાતું લાગ્યું— તેનો જીવન-દીપક બૂઝાતો લાગ્યો. કેવળ પોતાની આધ્યાત્મિક

શક્તિથી તે જીવનને ટકાવી રહી હતી. દેહનું આટલું દુઃખ છતાં તેના મુખ ઉપર શાંત સંતોષ વિરાજી રહ્યો હતો; વિષાદ નું તો નામનિશાન ન હતું.

ભૃગુને ત્યાં બોલાવવામાં આવ્યો. તેના દિલમાં જબરી ઉથલપાથલ મચી રહી હતી. સુમેધા વગરનું જીવન તે કલ્પી શકતો નહતો...પણ તે સ્થિતિ આવી—એમ તેને આ વિષમ વિટંબણામાં લાગવા માંડ્યું: પોતાના મનનું તે સમાધાન કરી શક્યો નહિ. તે ત્યાં આવ્યો;—જે પગો સુમેધાની દેહયષ્ટિનો ભાર ઝીલી કેટલુંય અંતર દોડ્યા હતા, તે પગો આજે લથડી પડતા હતા.

" નિરાશા શા માટે—અને આટલો વિષાદ પણ શા માટે? જેને ખાતર આપણો સમાગમ એ મહાશક્તિએ સરજ્યો હતો, તે તો આ રહ્યો!" સુમેધાએ પોતાના તેજસ્વી બાળક તરફ આંગળી કરી.

"એ આપણું પ્રણયફલ; તે દિવસે કુલપતિદેવે શ્રુતિવચન કહ્યું હતું: માનવ પોતાના અર્ધા આત્માને ધારણ કરે છે. જ્યાં સુધી તે જાયાને—પત્નીને મેળવતો નથી ત્યાં સુધી તે અર્ધો જ છે. પણ જ્યારે તે જાયાને મેળવે છે અને તેનાથી પ્રજાવાન થાય છે ત્યારે તે સંપૂર્ણ બને છે. હવે આપણે આખાં થયાં, બસ તે મહાશક્તિનું કાર્ય આપણી મારફતે ફળ્યું. તમારી શક્તિ અને તેજસ્વિતા અને મારા અગ્નિદેવે મને આપેલી શક્તિ અને દ્યુતિ—એ સર્વસ્વનો આ બાળક પ્રતિનિધિ બનશે. આપણે તો તેના થકી જ અને તેનામાં જ જીવીએ

છીએ. પછી તો આપણું જીવન ફક્ત એક જીર્ણસંગ્રહ જેવું છે. જો જીર્ણ જતાં નૂતન સ્થાન લેતું હોય તો જીર્ણને રહેવાની પણ શી જરૂર છે? હું જાઉં છું; પણ આ બાળક—આપણું પ્રણયફલ—તેના થકી તો હું અમર છું, પુરાતન અને સનાતન પણ છું. મને તો વિષાદ નથી—તમને પણ શા માટે હોવો જોઈએ?" આટલું બોલતાં સુમેધાનો શ્વાસ ઘેરાઈ ગયો.

ગૃત્સ પણ બોલી શકયો નહિ; તેનો અર્ધો આત્મા હરાતો હોય એવું તેને લાગ્યું. તેનાં નેત્રોમાં વ્યગ્રતા એકલતા, આતુરતા, શૂન્યતા વ્યાપ્યાં. અને તેના પ્રચંડ અને ગૌરવભર્યા મુખ ઉપર પત્થરમાંથી કોતરી કાઢેલા ભવ્ય મસ્તકની નિશ્ચલતા દેખાવા લાગી.

ભરદ્વાજ આવી પહોંચ્યા. સુમેધાએ છેલ્લા પ્રણામ કરવા પ્રયત્ન કર્યો.

"અમારા આત્માને ભેગા લાવનાર આપ હતા; આપે આશીર્વાદ આપી, મને પુત્રવતી કલ્પી હતી. તો આપને જ સોંપું છું—આ મારો પુત્ર; અમારું પ્રણયફલ. મારા આર્યપુત્રને પણ તમને સોંપું છું...આપની પ્રેરણા એમને આપજો." સુમેધાના આ છેલ્લા શબ્દો. હતા તેણે પ્રણામ કર્યાં.

સુમેધાની આંખો બીડાઈ ગઈ. તે અપૂર્વ જ્યોતિર્મયી કન્યા તેના અગ્નિદેવમાં જતી રહી. પંચમહાભૂતનું હતું તે પંચમહાભૂત લઈ ગયાં—જે દૈવી હતું તે દેવમય બની ગયું.

## ૯

સુમેધા અને ભૃગુનો પુત્ર ભરદ્વાજના આશ્રમમાં ઉછરવા લાગ્યો. ભૃગુ આશ્રમમાં રહ્યો—થોડાક દિવસ રહ્યો. ભરદ્વાજે તેના હૃદયની એકલતા દૂર કરવા યત્નો કરવા માંડયા.

"આ બાળક ખરેખર તેજસ્વી બનશે. આર્યકુલની સંકુચિતતાને તે હરશે અને નવી પ્રેરણાઓ તેમાં રેડશે. સુમેધા અને તમે તો તેનાં નિમિત્ત હતાં. સુમેધા તેનામાં —તે બાળકમાં જીવતી છે. સુમેધાનો પ્રતિનિધિત્વ પામેલો આત્મા તે બાળકમાં છે; અને એના થકી જ સુમેધાને જોતાં તારે શીખવું જોઈએ. એમાં જ તત્ત્વદર્શન છે. વિષાદથી તો સત્ય તરફની—તત્ત્વ તરફની દૃષ્ટિ લુપ્ત થાય છે. માયિક અને અવાસ્તવિકની હાનિ માટે વિષાદમાં અસંતોષ હોય છે. તારા જેવા તત્ત્વદર્શીને શું એ શોભે?"

ભરદ્વાજની વાણીએ તેને આકર્ષ્યો. પણ પાછી તેના મનફલકમાં નવી જ સૃષ્ટિની દોડધામ ચાલવા લાગી. દૂર દૂર ઉંચે ચઢતી સુમેધાની પ્રતિમા તેને દેખાવા માંડી. તેની આંખમાં આ સ્વપ્નદર્શન સમયે અપાર્થિવતા છાઇ જતી. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ પૃથ્વીના વ્યવહારના વાસ્તવ ઉપરની ચોટ તે ગુમાવતો ગયો. તેનાં નેત્રો સ્વપ્નસૃષ્ટિને જોવા લાગ્યાં; અને નરી અપાર્થિવતા જ તેના નેત્રોમાં દેખાવા માંડી.

એક દિવસ ભરદ્વાજની સાથે તે બેઠો હતો. પાસે આમ્રવૃક્ષની ઘટા છવાઈ હતી. એક શિલા ઉપર આછી

ફુલવેલ રાતાં-ધોળાં ફૂલોથી લચી રહી હતી તે ઉંચી શિલાની બાજુમાં થઈ ઝરણું મંદમંદ વહી રહ્યું હતું. એક પક્ષી તેના ઉપર બેઠું હતું; અને માદા નીચે હતી. પેલા પક્ષીએ કલરવ કર્યો. તરત જ પેલી માદા ઉંચે ઊડી.

ભૃગુ હસવા લાગ્યો; હાસ્યમાં કાંઈક ન સમજાય એવો ભાવ ભરદ્વાજને ભાસ્યો.

"કેમ હસવું આવ્યું ?" ભરદ્વાજે પૂછ્યું.

"આ માદા પેલા પંખીનો કલરવ સાંભળી ઉપર ઊડી તેથી ! આથી મને એક શ્રુતિવચનનું સ્મરણ થાય છે. આપે જ તે દિવસે મને અને સુમેધાને એ વચન કહ્યું હતું." ભૃગુએ સ્થિરતાથી અને કાંઈક નિશ્ચયથી જવાબ આપ્યો.

"કયું શ્રુતિવચન ?"

"પતિ સ્વર્ગમાં જવાની ઇચ્છા કરતો હતો. તેણે પોતાની પત્નીને આમન્ત્રણ આપ્યું—'હે જાયે, આવ, આપણે બે સ્વર્ગે ચઢીએ; પત્ની બોલી—'હા ચાલો આપણે બન્નેય ચઢીએ; તેથી જ જાયાને પતિ પવિત્ર કાર્યોમાં આમંત્રણ આપે છે. પત્ની-એ તો આત્માનું અરધિયું છે. આ પંખીઓમાંય એ સત્ય મેં જોયું. તેથી હસવું આવ્યું." ભૃગુ હજુ પણ સ્થિરતાથી તે શિલા તરફ જોતો હતો.

આ બનાવ પછી તો એક જાતની ઉતાવળ ભૃગુનામાં દેખાવા લાગી. બધું જાણે સમેટવા માંડ્યું હોય તેમ તેણે પ્રયત્નો કર્યા. પ્રસ્તોક સારંજય નામે ઋષિએ તેને વલદેવના ખરા રહસ્યને સમજાવ્યું હતું; અને પણિઓની વલદેવ સંબંધી અવિદ્યાની અનિષ્ટતા બતાવી આપી હતી. ત્યારથી ભૃગુનું

વલણ આર્ય તત્ત્વદર્શન તરફ થયું હતું. પોતાનાં અનેક ગોમંડલો અને હિરણ્યનું દાન તેણે પ્રસ્તોક સારંજયને કર્યું.

ઋણુના જીવનમાં બીજું પરિવર્તન લાવનાર તે ભરદ્વાજ. ઘણાં વર્ષો પહેલાં એક સંધ્યાકાળે તે ગંગાપ્રદેશનાં ગાઢાં અરણ્યોમાંથી પાછો ફરતો હતો. માર્ગ વિકટ હતો. પ્રદેશમાં આર્ય વસાહતીઓ પ્રવેશ્યા નહતા. દૂરથી ઋણુને કાને આર્તસ્વર આવ્યો. કરુણતામાં એક એકથી ચઢે તેવી ઇન્દ્રના નામની ગાયત્રીઓ સંભળાતી હતી. એકદમ તે થંભી ગયો. તેના દિલમાં ઉત્કંઠા જાગી—અનેરું કોઈ આકર્ષણ જાગ્યું. એ નાદની દિશામાં તે ગયો. એક વૃદ્ધ અને તેના બાળક પુત્રને તેણે જોયા. વૃદ્ધનાં નેત્રમાં આર્ય તેજ દીપતું હતું. તે દિવ્ય નેત્રો પણ ભૂખથી ઉંડાં ઊતરી ગયાં હતાં. પાર્થિવતાએ, વિશ્વની ભૂખે દિવ્યતા ઉપર ભયંકર વિજય મેળવ્યો હતો. ઋણુએ પોતાના અનુચરોને બોલાવ્યા. વૃદ્ધ ઋષિને અને તેમના બાળકને ભોજન કરાવ્યું. પૂર્વજન્મના સંસ્કારોથી કે કોણ જાણે શાથીય તે વૃદ્ધઋષિ ભરદ્વાજ પ્રત્યે તેનું હૃદય આકર્ષાયું. ભરદ્વાજને તે આશ્રમમાં લાવ્યો. તેમના ઉપદેશોએ ઋણુના હૃદયમાં નવો તેજઃસંચાર કર્યો. ઋણુએ અનેક ગાયોનું દાન ભરદ્વાજને કર્યું હતું.

ભરદ્વાજના ઉપદેશમાંથી જીવનનું ખરું રહસ્ય તેને પ્રાપ્ત થયું હતું. અને તેજ ભરદ્વાજ ઋષિને તેણે પોતાનું સર્વસ્વ અર્પણ કરવાની બધી તૈયારીઓ કરવા માંડી.

“હું મારા પ્રાસાદ તરફ જઈશ. મને મારો માર્ગ હવે જડ્યો છે.” ઋણુએ એક દિવસ ભરદ્વાજ ઋષિને કહ્યું. ભરદ્વાજ ઋષિને લાગ્યું કે કદાચ પ્રસ્તોક સારંજયને

મોટાં દાન આપ્યાં તેમ પોતાનું બાકીનું ધન પણ દાનમાં આપી દઈ તે તપસ્વી બની જશે.

"કેમ શો માર્ગ ?" ભરદ્વાજે તેની પાસેથી સ્પષ્ટ જવાબ માગ્યો.

"મારે મારા દરિયા પારના દેશોમાં જવું છે—એકલા મારા વહાણ સાથે." ભૃગુએ નિશ્ચયથી જવાબ વાળ્યો. ભરદ્વાજથી તેનો આ નિશ્ચય સમજાયો નહિ. પરંતુ તેના ભગ્ન હૃદયને વધારે ઉદ્વેગમય ન બનાવવું એમ ધારી તેમણે આગળ પ્રશ્ન પૂછ્યો નહિ. ભૃગુ પોતાના પ્રાસાદ તરફ ગયો.

## ૧૦

છેવટનો દિવસ આવ્યો. પોતાના ઉત્તમ વહાણને તેણે શણગાર્યું. કદીય પાછો ફરવાનો ન હોય તેમ સઘળી તૈયારીઓ તેણે કરાવી. કુલપતિ ભરદ્વાજ તેને વળાવવા આવ્યા. ભરદ્વાજને લાગ્યું કે તેના દૂર દેશની—દરિયાની પેલીપારના દેશની ઝંખના તેને જંપવા દેતી નહિ હોય. ભરદ્વાજે ભૃગુને કાંઇપણ પૂછ્યું નહિ. ક્યાં જવાનો હતો, કયા કાંઠે પોતાની નૌકા તે લાંગરવાનો હતો તેનો કોઈપણ સવાલ ન કર્યો. ભૃગુની તેજોદીપ્તિ અત્યંત પ્રબળ બની હતી. એ તેજોદીપ્તિ ભૃગુને જ્યાં લઈ જશે એ સાચોજ માર્ગ હશે એમ ભરદ્વાજને માન્યા વિના છૂટકો જ ન હતો. તેમનું હૃદય ભૃગુને કાંઈપણ પ્રશ્ન પૂછવા માટે ઉત્સુક ન હતું. કુલપતિ ભરદ્વાજના આશ્રમને તેણે સર્વસ્વ સમર્પી દીધું. ભૃગુના દાનનો અસ્વીકાર થાય તેમ હતું જ નહિ.

છેલ્લી ઘડી આવી. સમુદ્ર કાંઠે ભરદ્વાજ અને તેમનો સમુદાય ઊભો રહ્યો. ભૃગુ અને સુમેધાનું પ્રણયફલ,—તેમની અભિન્ન જ્યોતિની મૂર્ત બનેલી રંચિસમો તે તેજસ્વી બાળક ભરદ્વાજના હાથમાં હતો. સર્વ સમુદાયના મુખ ઉપર વિષાદ અને ગંભીરતા વ્યાપી રહ્યાં હતાં. કાંઠે વહાણ સુસજ્જ પડયું હતું--એકલું અને અટુલું. ભૃગુએ સર્વેને પ્રણામ કર્યા. તેની આંખમાં આંસુ હતાં. ભીની આંખે સુમેધા અને પોતાના પુત્ર તરફ ભૃગુએ દષ્ટિ કરી. તે પોતાને અમર દેખવા લાગ્યો. સુમેધાને પણ તેણે તે બાળકમાં અમર જોઇ. તે ખીલતા નૂતન જીવનને જીર્ણ જીવન ભેટયું. પિતાએ પુત્રને છાતી સરસો ચાંપ્યો. પિતાનું સત્ત્વ બધુંય જાણે એ આલિંગને પુત્રમાં સંક્રાન્ત કર્યું.

ભરદ્વાજ અને તેમના સમુદાયનાં દિલમાં કોઈ રક્તબંધો રહેંસાઇ જતા લાગ્યા; હૃદયનાં બંધનોને જાણે કોઇ ક્રૂર કટારી કાપી નાખવા લાગી. ભૃગુનાં નેત્રોમાં એક જ તેજ દેખાતું હતું--પોતાના કોઇક ધામમાં જવાનું. ભરદ્વાજને તે ધામ અગમ્ય હતું; પણ ભૃગુની દષ્ટિમાં તો તે તરવરતું હતું. વહાણમાં તે બેઠો. સાથે ન હતો કોઈ અનુચર કે સહાયક. ભૃગુ એકલો પોતાનો કર્ણધાર બન્યો. તેનું વહાણ સમુદ્રનાં પ્રચંડ મોજાં ઉપર ચાલી નીકળ્યું.

એક કર્ણધાર અને એક વહાણ!—મહાસાગરનાં નીરમાં તો જાણે પર્વતો ઊછળતા હતા. ક્ષિતિજમાં કશું ય દેખાતું ન હતું. એક વહાણ અને એક કર્ણધાર આગળ ચાલ્યાં. દૂર દૂર ચાલ્યાં.

દૂર ક્ષિતિજમાં અગ્નિનો તણખો જણાયો. તણખો મોટો ભડકો બન્યો. અંધારઘેરાં સમુદ્રનાં નીરો ઉપર તેની પ્રચંડતા દારુણ બની. વહાણ ભડભડ બળતું ક્ષિતિજની રેખા ઉપર દેખાવા લાગ્યું. સનાતન શાંતિના ઉકળાટમાંથી જીવન જન્મ્યું હતું; તે જ સનાતન શાંતિમાં જીવન શમી ગયું.

વહાણ ગયું; વહાણનો કર્ણધાર ગયો—કર્ણધારને ઘડનારી ચાલી ગઈ. રહ્યું કેવળ એક ચિહ્ન! એ તેમનું પ્રણયફલ. માનવોએ માનવેંદ્ર ઘડયો—તે રહ્યો. તેજસ્વી જીર્ણતા ચાલી ગઈ—ના, ના, ચાલી ન ગઈ પરંતુ વધારે તેજસ્વી નૂતનતા મારફતે તે અમર બની.

# એક જ ડૂબકી*

## ૧.

**પચીસ** વર્ષની વયે પહેલી જ વાર એ કુ તાના મોસાળમાં ગયો; અને ત્યાંથી જ્યારે પિતૃરાજ પાછો ફર્યો ત્યારે હજારો વીંછીના ડંખ એના હૈયામાં ા હતા.

એનું નામ વિદુદ્દભ : રાજા પ્રસેનજિતનો રરાજ–સેનાપતિ અને શાક્યોનો એ ભાણેજ. એના હા રથના અશ્વોની લગામ હતી. લગામ ઢીલી પડી ગઈ હ રથની ગતિ ધડા વગરની બની હતી. ચોપાસ વિસ્તરેલા ક્યોના રાજપ્રદેશ પર ઘૂમતી એની આંખોમાં શોણિતના રીઆ ખેંચાયા હતા. મોસાળની કાળી રસાળી ધરા ઉપર ૂલતા સોનેરી મોલ અને નદી–કાંઠે મૃણાલ શાં કૂંણાં ઘાસ ચરતી ઢુંગેઢુંગ ધેનુઓ એનાં નેત્રોમાં મમતા અને ઈર્ષ્યા, પ્રેમ અને ધિક્કાર, બન્ને ભાવોનું ભેળું અંજન ઘૂંટી રહ્યાં હતાં.

"આટલી બધી સમૃદ્ધિ, અને તેનો ઉપભોગ કરનારા પ્રજાજનો સાવ થોડા!" કુમાર વિદુદ્દભના અંતઃકરણના ક્યારામાં રાજલોભના કાંટા ફૂટતા ગયા: "આ ભરચક

---

* અઢારસો વર્ષ પૂર્વેની ઘટના

હરિયાળી સીમને સાચવનારા પણ કોઈ ક્યાં દેખાય છે! અમારે ત્યાં અમે કરડો કડપ રાખીએ છતાં ચોરી લૂંટ અને આંતરવૈરનો આરોવારો નથી, ત્યારે આ શાક્યો તો વિના મહેનતે, કલહકંકાસ વગર મહાસુખ માણે છે!"

એના મનની વાણી સાંભળી તો જતું નથી ને,
એ શં  એણે પાછળ જોયું. પાછળ પોતાના અનુચર
સૈનિકે  ુ પોતાની પેઠે જ ચોગમ લુબ્ધ નજર રમાડતા
ચાલ્યા  ે છે. એનો વિચાર-તાંતણો, ઊગતા ભાનુના
સુવર્ણ  રેલાતી મોસાળ-ધરા ઉપર આગળ ને આગળ
પથરાત  ્હ્યો.

કય જુવાનોની રથ-દોડની રમતમાં મને કેમ
ઊતરવા  દીધો મારા માતામહ મહાનામને? શાક્ય
લલનાએ પોતાની કટિમેખલા ઝૂલાવતી ઝૂલાવતી મને
દેખી  પહાસ કેમ કરતી હતી? મેં જે શાક્ય સુંદરીને
વરવા  ચ્છા કરી તેણે એમ કહાવ્યું કે શાક્યોની કન્યા
સસ્તી નથી. આહાહા! એ એક નહિ પણ હજારો
શાક્ય રમણીઓને હું ક્યારે સસ્તી બનાવું!"

પાછળ રેવતોના ડાબલા ગાજ્યા, વનરાજીમાં મોરલા ગહેક્યા, અને યુવાન વિદુદ્દભનો વિચાર-દોર તૂટ્યો. એક અશ્વરોહીએ આગળ આવીને નમન સાથે સેનાપતિને એનું રત્નજડિત અસ્ત્ર આપ્યું.

"કાં," સેનાપતિ વિદુદ્દભે આવી પહોંચેલા અસ્વારને પ્રશ્ન કર્યો: "અસ્ત્ર આટલું જલદી હાથ આવી ગયું?"

"હા સ્વામી! કોઈ એને અડક્યું પણ નહોતું. મને

કહે કે લઈ લો તમારા જ હાથે."

"અને માતામહ શું કરતા હતા?" કુમારે પોતાના નેવું વર્ષના નાના, શાક્ય ગણ–નેતા મહાનામનના ખબર જરા સ્નેહભીની લાગણીથી પૂછ્યા: "મને યાદ કરતા હતા?"

સૈનિક ચૂપ રહ્યો.

"કાંઇ પૂછ્યું નહિ?"

સૈનિક ચૂપ રહ્યો.

"શું કરતા હતા?"

સૈનિક ચૂપ રહ્યો.

"કેટલા પ્રેમાળ માતામહ!" યુવરાજના અંતરમાં એક ઊર્મિ–સંગ્રામ મચ્યો; "એમનું હેત આડે ન આવતું હોત તો હું આ પાડોસી વસુંધરાને અભિમાની શાક્યોના ભોગવટામાં ઘડીભર પણ ન રહેવા દેત. પણ મોસાળ સામે વૈર જગાવવાનું કયું કારણ બતાવીને હું આ ગણતંત્રની ગુમાની જડ ઉખેડી નાખું! પ્રત્યેક શાક્ય જ્યાં સમાન ગણાય છે, એકેએક શાક્યની મતગણતરી ઉપર જ્યાં શાસન ચલાવાય છે, હરએક શાક્ય જ્યાં પોતાના નાગરિકત્વનો ઘમંડ ધરાવે છે, અને અમારા એકહથ્થુ રાજતંત્રને હલકું ગણી અવહેલના કરે છે, તે શાક્ય ગણતંત્રની હસ્તી જ અમારા તેજોવધનું, અમારા અપમાનનું, અમારે કલેજે ખટકતું કારણ છે. પણ શું કરૂં! માતામહના શ્વેત કેશ આડે આવે છે."

પ્રસેનજિતનો એ સળગતો યુવરાજ પોતાની રાજધાનીમાં ગયો, માતાને મોસાળની વાતો કહેવા મચ્યો, પણ રાજરાણી

વાસભખત્તિયા કોઈ અકળ કારણે વિકલ હતી. પુત્રે જેટલું કહ્યું તેટલું એ મન મેં દીધા વગર સાંભળી રહી. એક પણ પ્રશ્ન એણે ન પૂછયો. એના મનમાં અકળ કોઈ ભીતિ લપાએલી હતી. છવ્વીસ વર્ષ પૂર્વેની એક સંધ્યાએ તે પરણીને આવી હતી, તે પછી ફરી કદી એણે મહિયરમાં પગ મૂકયો નહોતો. બાપને ઘેરથી કદી એને તેડું આવ્યું નહોતું. પતિના ઘરમાં મળેલું રાજેશ્વરીનું પદ એણે કદી મોકળે મને માણ્યું નહોતું. શાકય ગણતંત્રની એ લાડકી કન્યાના અંતરમાં આશ્વાસન ફક્ત એક જ હતું કે આત્માને અપમાનિત કરીને તેણે શાકયોના રાજ્યને પ્રસેનજિતના હાથે રોળાઈ જતું બચાવ્યું હતું. જેની કૂંખે ભગવાન બુદ્ધ અને મહાવીર જન્મ્યા હતા, એવા મહાન માનવકુળની કન્યા મેળવી માનીને પ્રસેનજિતે પોતાની ગૌરવવૃત્તિ તૃપ્ત કરી હતી. વાસભખત્તિયા ન મળી હોત તો છવ્વીસ વર્ષ પર પ્રસેનજિત શાકય ગણતંત્રની રાજલક્ષ્મીનો નાશ કરીને જ પાછો વળ્યો હોત.

પુત્રની વિદાય પછી વાસભખત્તિયાને પોતાના બલાત્કાર—લગ્નની પહેલી રાત યાદ આવી. “કેમ! હું શાકયોનો જામાતા થયો ને!” પહેલી રાતના એ પતિશબ્દો એનાથી વિસરાયા નહોતાઃ “કે...મ! મેં એ ઘમંડીઓને નીચે પછાડયા કે નહિ!”

પોતે ઉંચે ન ચડી શકનાર માનવી પોતાનાથી ઉંચાને નીચે ઘસડીને જે તૃપ્તિ મેળવે છે તે તૃપ્તિ પ્રસેનજિતની પ્રથમ લગ્નરાત્રિનાં સુગંધિત અર્કો, તેલો અને પુષ્પોમાં ગંધાઈ ઊઠી હતી. ને શાકય પિતાના સંસ્કાર પી પીને

પોષાએલું એ સોળ વર્ષની કન્યાનું યૌવન તે રાત્રિએ મુંગું મુંગું જ, એકહથ્થુ શાસનના જંગલી ઉપાસક એ એક રાજાના બાહુબળમાં ભીંસાયું હતું.

તે લગ્નનું ફળ પણ તેવું જ બાઝયું હતું. કુમાર વિદુદભ પણ પિતૃગોત્રના સંસ્કારે સીંચાયેલ વિષવૃક્ષ શો વધ્યો. અનાડીપણાનો એ અવતાર બન્યો. ને હમણાં જ એ જે વાતો કરી ગયો તેમાંના એક સૂચનથી જનેતા ચમકી ઉઠી હતી. " માડી, " એ બોલી ગયો: " એવી સમૃદ્ધ વસુંધરા શાકયોને ઘેર છે છતાં, એનો ઉપભોગ કરવાની જંગાલીઅત તો જુવો ! એ રાજલક્ષ્મીનો કોઈ એક ધણી નથી, લાખો ધણી સામટા એને માણે છે. કયાં છે ત્યાં ગગનચુંબી રાજપ્રાસાદો ! ને કયાં છે ત્યાં વિરાટ સૈન્યો ! ત્યાં તો સૌ સરખા: બેવકૂફીમાં અને સંપત્તિમાં ! "

રાજમાતાએ, આપત્તિ એટલેથી જ પતી ગઈ માની શ્વાસ હેઠે મેલ્યો. પણ કુમારની સાથે શાકય રાજધાનીમાં જઈ આવેલા સૈનિકોમાં થોડે જ દિવસે કશીક ગંભીર વાત ચણભણ ચણભણ ચાલુ થઈ. મોસાળમાં ભુલાયેલું સેનાપતિનું આયુધ પાછું લાવનાર સૈનિકે વિદુદભને રસ્તામાં ન કહેલો જે એક પ્રસંગ, તે પ્રસંગ તેણે સાથીઓને કહી દીધો; કે " ભુલાઈ ગયેલું આયુધ જ્યારે હું પાછું લેવા ગયો ત્યારે સેનાપતિ વિદુદભ જે *ફલકપર બેઠા હતા તે તો મહાનામન દાસી પાસે દૂધે ધોવરાવી રહ્યા હતા. પોતાના સગા ભાણેજનું ફલક દૂધે ધોવરાવી પરિશુદ્ધ કરવાની કેમ

---

* જમવા બેસવાનો પાટલો

જરૂર પડી હશે તેનો અર્થ એ મારા મનમાં સમાયો નહિ એટલે મેં બહાર નીકળીને એક શાકયને પુછી જોયું: કુલીનતાના અભિમાની શાકયે આંખ ફાંગી કરીને તોછડાઈથી મને કહ્યું કે એ આસન મહાનામનની પોતાની પુત્રીના પુત્રથી પાવન નહોતું થયું, પણ એક શૂદ્રાના છોકરાને સ્પર્શે અભડાયું હતું, માટે દૂધે ધોવાતું હતું. મેં પુછ્યું કે શૂદ્રાનો છોકરો કેમ? તો કહે કે શું પ્રસેનજિત એમ ખાંડ ખાય છે કે અમે એને શાકય-કન્યા પરણાવી હતી? નહિ રે નહિ, તમારી રાજેશ્વરી વાસભખત્તિયા તો, બાપુ! મહાનામનની રાખેલી એક શૂદ્રા દાસીની દીકરી છે શાકયો પોતાની કુલીનતાને હારી બેસે એવા નાદાનો નથી. સમજ્યો ભાઈ સૈનિક! કહેજે જઈને તારા રાજાને!"

સૈનિકોમાં ચર્ચાતી આ વાતે તો સમસ્ત સેનામાં કોલાહલનું સ્વરૂપ લીધું. એક શૂદ્રાનો છોકરો સેનાપતિપદને ભ્રષ્ટ કરી રહ્યો છે! ક્ષત્રિયોથી એ અપમાન ક્ષણવાર પણ શેં સહેવાય! રાજા પ્રસેનજિત પાસે વાત પહોંચી. ઉશ્કેરાઈ ગયેલી સેનાનો વિદ્રોહ ફાટી નીકળતો અટકાવવા માટે રાજા પ્રસેનજિતે વાસભખત્તિયાને અને વિદુદભને રાજ્યાશ્રયમાં ખડાં કરીને રાણીને ખરી વાત પૂછી. રાણીએ નીચે ઢળેલ મસ્તકે જવાબ દીધો:—

"મને પોતાને જ ખબર નહોતી કે હું શાકય માતાની નહિ પણ શૂદ્રાની પુત્રી છું. પિતા મહાનામને મને દીકરીના જ લાડકોડથી ઉછેરી હતી. પિતાના આલયમાં કોઈ કરતાં કોઈએ મને મારી જનેતાની રહસ્ય-કથા કહી નહોતી. પિતાએ મને શાકય કુમારીને શોભતું જ શિક્ષણ

અપાવ્યું હતું. પણ રાજા પ્રસેનજિત!" અહીં રાજ્ઞીનું નમેલું મસ્તક ઉન્નત બન્યું, ને એણે ધનુષ્યની પણછન ટંકાર-સ્વરે સંભળાવ્યું: "મારા એ સાચા તાતે, શાકયોના એ શિરછત્ર મહાનામને જે રાત્રિયે પોતાના હૃદય પરથી મને ઉતરડીને તમારે હવાલે કરી, તે દિવસે જ એણે મને મારી માતા શૂદ્રા દાસી હોવાની મને ખબર દીધી હતી. હું શૂદ્રા ઠરી. તે દિવસે ય મેં તમારા પ્રાસાદમાં આવવા કરતાં કોઈ વારગૃહનો એક ગોખ જ વધુ પસંદ કર્યો હોત. પણ શાકયો તમારી સાગરની પ્રલય-ભરતી શી સેનાને અવરોધવા જેટલા સશક્ત નથી રહ્યા એમ પિતાએ મને ગોદમાં લઈ ને એનાં વૃદ્ધનેત્રોનાં આંસુડે નવરાવતે નવરાવતે કહ્યું હતું. કહ્યું હતું પિતાએ, કે કડક એકપત્નીવ્રતના કાયદાએ શાકયોની મરદ-સંખ્યાને ક્ષીણ કરી નાખી છે; કહ્યું'તું પિતાએ, કે શુદ્ધ શાકય-શોણિતવાળી એક પણ કન્યા કોઈ રાજાને પરણવા તૈયાર નથી, ને તૈયાર હોય તો પણ શાકય યુવાનો જ્યાં પોતાના માટે જ શાકય કન્યાઓની અછત પ્રવર્તે છે ત્યાં એક પરદેશીને શાકય-કન્યારત્ન લઈ જવા નહિ દે, ને મુઠીભર છે તેટલાય અભિમાનમાં અંધા બનીને કપાઈ મરશે. કહ્યું'તું પિતાએ, કે શાકયોનો આપને હાથે-એક રાજાને હાથે થનારો શાકયોનો સંહાર મહા ભયંકર હશે; કહ્યું 'તું પિતાએ કે શાક્ય-કન્યાઓનાં શિયળ રોળાશે ને ગણતંત્રના ઉપાસકોના લોહીમાં રાજાનું લોહી મળશે તો એ મિશ્રણમાંથી અસુરો જન્મશે: કહ્યું'તું પિતાએ કે મનુષ્યોનો નહિ પણ ગણતંત્રના, લોકશાસનવાદના પવિત્ર સંસ્કારનો જ લોપ થશે. એ લોપ અટકાવવા મેં

મારી જાત તમને આપી; ને એ તૈયારી મારી ન હોત, તો હજારો શાકય માતાઓની કૂંખે કેવાં પાપ પ્રકટ્યાં હોત તેનો નમૂનો આ ઊભો સામે."

એમ કહેતે કહેતે માતાએ હાથ વતી સગા પુત્રને ચીંધાડ્યો. અને ઝેર ગળતી હોય તેવો કોઇ ઘુંટડો ગળે ઉતારીને પાછી એ બોલી:

"પરંતુ મેં એમ ન થવા દીધું. અને આજે પણ ઓ મહારાજ! મારી સ્વપ્નભોમમાં તરવરે છે એ યૌવનકાળની મારી છાતી ઉપર અંકિત થયેલા શાકચ કુમારો: જેની ઉંચી ગર્દનો ઉપર કાળા ચળકતા કેશ રમતા હતા, જેના સંઘેડાઉતાર ઘાટીલા દેહ પર બહુરંગી દુપટ્ટા ઝૂલતા હતા: જેના હાથમાં રમતી વિવિધરંગી લગામોનાં ફુમકાંને અને રથ-દોડના મહાપર્વ પર જેમની રાશના ઇસારા માત્રથી અદ્દ્ભુત રમતો બતાવતા રેવંતોને હું ભુલી નથી; રૂપભોક્તા અને રંગીલા, વીરશ્રીના અને વૈરાગ્યના સરખા શોખીનો, એવા શાક્યોને ઓ મહારાજ! તમે મારી પહેલી જ રાત્રિના રંગભુવનમાં અપમાનિત કર્યા! મારાં સ્વપ્નની તો મૂર્તિઓ એ છે, આ નહિ—આ મારી જ કૂંખે પાકેલો પુત્ર મારો આદર્શ નથી. એ તો મારૂં પાપ છે."

એમ કહીને એ બેતાલીસ વર્ષની નારી, જ્યારે ફરીવાર માથું ઝુકાવી ઊભી રહી, ત્યારે એના માથાનો સીધો, સુદીર્ઘ સેંથો, કોઈ સ્વપ્નભોમમાં જઇ પહોંચવાની હીંગોળરંગી પગદંડી સમો, છેક શિખા સુધી ખેંચાયેલો દેખાયો.

"હં—હં—શાકચદુહિતા!" પ્રસેનજિતે કટાક્ષ

કર્યો: "એ તો હું સમજી ગયો. શાક્યો જુઠાબોલા ને ઠગારા હોય છે તે તો જાણે કે તમારા કહેવા પરથી ચોકખું ફૂલ થઈ ગયું. પણ શાક્યોના શિરોવંશ અને શાક્ય સંથાગારના અગ્રણી એ આપના પિતાશ્રી મહાનામને અમારાં માણસોના દેખતાં જ, આપની, એટલે કે શૂદ્રાની પુત્રીની સાથે એક જ ભાણામાં ભોજન લીધું હતું તે વખતે કુલીનતાને કઈ ખીંતીએ ટીંગાડી હતી? જાતપાતને ભ્રષ્ટ કરીને પોતાના ગણતંત્રની રક્ષા મેળવી એ તો જગજાહેર છે ને શૂદ્ર! બસ, મારે તો એટલું જ જોતું હતું. શાક્યો માત્ર ધૂર્ત જ નથી, વટલેલા પણ છે."

જવાબમાં વાસભખત્તિઆનું મેં ધીમે ધીમે ઊંચું થયું, સેંથાની કમાન સાધી ધનુષ્યાકાર બની, ને એણે હસતે હસતે કહ્યું: "શાક્યોનો બચાવ હું કરતી નથી. કુલીનતાને અને ગણતંત્રને આવી જુક્તિથી બચાવનારાઓનું તો આવી જ બન્યું છે, પણ રાજન! મારા પાલક પિતા તે દિવસ વટલ્યા નહોતા પણ તમારા શાણા પ્રતિનિધિઓને જ તેણે કેવા મૂર્ખ બનાવ્યા હતા તેની વાત આજે તો હવે સાંભળી લો. મારી સાથેના પાત્રમાં જ્યારે પિતાજીનો જમણો હાથ પહેલી જ વાર બોળાયો તેજ ક્ષણે એક મહત્ત્વનો સંદેશ-પત્ર તેમને પહોંચાડવામાં આવ્યો, ડાબા હાથે એ પત્ર વાંચતા રહ્યા, જમણો હાથ એમણે ભોજનપાત્રમાં જ મૂકી રાખ્યો, ને મેં ભોજન પુરૂં કરી લીધું. મહાનામને એ પહેલો કોળીઓ મોં સુધી ઉચક્યો પણ નહોતો. અને શાક્ય કન્યાનો પાણિ ગ્રહીને બુદ્ધ મહાવીર જેવાના કુળના બરોબરિયા બની જવાની વધુ પડતી ઉતાવળમાં તમારા જ માણસો એ કરા-

મત પ્રત્યે અંધા રહી ગયા!”

“તારું રાજેશ્વરીપદ આંચકી લેવામાં આવે છે શૂદ્રા! અને આ શૂદ્રાપુત્રનું સેનાપતિપદ પણ.”

એ રાજઆજ્ઞા પ્રમાણે બેઉ માદીકરાનાં ગૌરવપદ ઝૂંટવી લેવાયાં.

પછી ગૌરવહીન વિદુદભે રાજસભાને સંબોધીને કહ્યું: “મારાં તમામ ગૌરવચિહ્નો દૂર કરો, પણ મારી ભુજાઓ તો મારી પાસે જ રહેશે. એ ભુજબળ મારી શુદ્રા માતાનાં ગોત્રનું છે કે મારા પિતૃગોત્રનું? બોલો, નિર્ણય ઉચ્ચારો ઓ શાસ્તા!

શાસ્તાએ § અભિપ્રાય ઉચ્ચાર્યો: “માતૃગોત્ર કરતાં પિતૃગોત્રજ વધારે પ્રમાણ છે.”

“એટલું જ બસ છે.” એમ કહી વિદુદભે ભુજાઓ ઝંઝેડી: “હું રાજતંત્રનો ઉપાસક, આ મને છેતરીને મશ્કરીનું પાત્ર બનાવનાર શાક્યોના ગણતંત્રનો એવો તો ઉચ્છેદ કરીશ કે એ નામશેષ થશે, એ સંસ્કારનું જ ધરા પરથી જડાબીટ નીકળશે, ને એ શાક્યોની માતાઓ, વધૂઓ અને પુત્રીઓનું જે શુદ્ધ શોણિત આ શૂદ્રાએ સંરક્ષ્યું છે, તેને હું ભ્રષ્ટ કરીશ. મારા બેઠેલા ભોજનાસનને પણ અસ્પૃશ્ય સમજનાર આ મહાનામનનાં ધોળામાં હું ધૂળ ભરીશ. ચાહે સેનાપતિપદ પાછું આપો, કે ન આપો.

§ ધર્મોપદેશક ગુરુ

## ૨

શાસ્તાના નિર્ણય મુજબ વિદુદભ ફરીવાર સેનાપતિ-પદે વિરાજ્યો. ને પછી પિતાનો શિરચ્છેદ કરી, માતાને પણ ઠાર મારી, અઢળક વાહિની સાથે વિદુદભ શાક્યો પર ચડ્યો.

એની ભયાનક સેના સામે ખુલ્લાં રણમેદાનમાં લડવા અશક્ત શાક્યોએ નગરીના દરવાજા ભીડ્યા.

એ ભીડેલાં દ્વારને ભેદવાની વિકટતા વિદુદભને બરાબર માલૂમ હતી. એણે કહાવ્યું:

"કોણે કહ્યું કે હું લડવા આવ્યો છું? હું શાક્યોનો ભાણેજ મારા મોસાળ પર એવી કૂડી નજર ન નાખું. હું તો આજે વૈશાખી પૂર્ણિમાના પવિત્ર દિને ભગવાન બુદ્ધના ધામનાં દર્શને આવેલ છું."

"ત્યારે તો દ્વાર ખોલી નાખો."

શાક્યોની એ પ્રણાલિકા હતી. ભગવાન બુદ્ધની જીવન-લીલાના સ્થાનને દર્શને આવવાનું નિમિત્ત કોઈ પણ શાક્યોના પવિત્ર અતિથિ-ધર્મને જાગ્રત કરવા માટે બસ હતું. પછી શાક્યોને અંતરે વિશ્વાસઘાતનો અંદેશો રહેતો નહિ. ભગવાન બુદ્ધનું નિમિત્ત દેનાર દગલબાજી કરી શકે નહિ એવી શાક્યોની માન્યતા હતી.

દરવાજા શાક્યોએ ઉઘાડી નાખ્યા, ને પછી પ્રવેશ કરી ચૂકેલી વિદુદભની સેનાએ કતલ આરંભી.

"ન જોશો કોઈ શસ્ત્રધારી કે નિઃશસ્ત્રનો ભેદ! ન પીગળજો કોઈ નારીની કે નાના ધાવણાં બાળકોની દયાર્દ્ર

નજરથી ! ન જોજે આજારો, વૃદ્ધો કે અશક્તો ! ખેડૂતો ધાન્યને લણે તેમ શાક્યોને વાઢજે ! ''

એવી રાજઆજ્ઞાએ સૈનિકોને પાણી ચડાવ્યું. નગરની અસંખ્ય વસ્તીને વાઢતો વાઢતો વિદુદભ આગળ વધ્યો. સ્ત્રીઓની હાથજોડ, સંતાનોની ચિચિયારી, વૃદ્ધોનાં વલવણાં, ગર્ભિણીઓનાં ફાટતાં લોચન, એમાંના કશાની કારી વિદુદભના હૃદય પર ફાવી નહિ. નગરના માર્ગો પર રુધિરમાં પથ્થરો તરવા લાગ્યા.

પૂર ઉમંગે સંહાર ચલાવતો વિદુદભ નગરમાંથી પલાયન કરનારાઓને સંહારતો મોટે દરવાજે ઊભો છે ત્યાં એકાએક સામી બજારેથી એક માણસને ચાલ્યો આવતો એ ભાળે છે. એના હાથમાં ડગુમગુ થતી લાકડી, શબોનાં ગંજેગંજ વચ્ચેથી પોતાનો માર્ગ કરે છે. એની આંખો પર સફેદ પાંપણોના પરદા છે, એનાં ધીંગાં ભવાં શ્વેત વાળને ભારે લબડેલાં છે. એના પાંખા પાંખા રહેલા લાંબા શિર-કેશ દૂબળી ગર્દન પર ઢળેલા છે.

" હા—હા—હા—હા—ઘરને ધોઈ લીંપી લીધું કે ? " વિદુદભે મેણું માર્યું. " દેખો માતામહ, આજે હું એ વિશુદ્ધી-કરણ પૂરું કરું છું. મારા—દાસીપુત્રના શ્વાસે ગંધાઈ ગયેલ શાક્યોને હું બાહ્યાંતર સ્નાન કરાવું છું.—હા—હા— માતામહ ! આનંદો. "

" ભાઈ ! તાત ! ભાણા ! " બૂઢો મહાનામન બે હાથ જોડતો હતો. " મને ક્ષમા કર. મારા એકના પાતકનો ભોગ તું શાક્યોને ના બનાવ. ભાણા ! તાત ! મારી દીકરીના

પેટ! શાક્યોને ન સંહાર, મને એકલાને દંડ દે."

"બુઢ્ઢા!" વિદુદભનો સ્વર જરાક કંપ્યો. "તું ભાગી છૂટ. તારાં સંતાનોને લઈને નીકળી જા, તને અભય-દાન છે. તું મારો માતામહ! તારી મને દયા આવે છે."

"મને એકને નહિ, ભાણા!" બુઢ્ઢાના હાથ કમ્પતા કમ્પતા પૂરા ભેળા પણ થઈ શક્યા નહિ; "શાક્યોને બચાવ. આ બાળકોની, સ્ત્રીઓની, સગર્ભાઓની, સુવાવડી-ઓની દયા—"

"દયા—હા—હા—હા—વૃદ્ધ!" વિદુદભ વાતો કરતો કરતો આગળ વધતા સંહારને આનંદથી નિહાળી રહ્યો હતો. "અરે વૃદ્ધ! અમને વિદેહના રાજગાદીધરોને તું દયાથી પિગળાવવા આવ્યો છે? અમે સગા પિતાઓને સંહારીને એક પછી એક ગાદીએ બેસનારાઓ શું બાપડી શાક્ય સગર્ભાઓની અનુકમ્પા આણશું?"

"ત્યારે ભાઈ! ભાણા! એક માગણી કરું? મારા પાપનું એક નાનકડું પ્રાયશ્ચિત્ત કરવા દઈશ?"

"તું શું માગે છે બુઢ્ઢા?"

"આ પાણીમાં—" પોતે જે ઝરાને તીરે લાકડી ટેકવીને ઊભો હતો તે તરફ મહાનામને આંગળી ચીંધી. 'આમાં હું એક ડૂબકી મારી લઉં, ને ત્યાં લગી આ સંહાર થંભાવ, ભાણા! ત્યાંસુધીમાં ભાગનારાઓને ભાગી નીકળવા દે. એક નાની શી પળ! એક ડૂબકી મારી લઉં ત્યાંલગી મારાં પાપનું એક નાનું પ્રાયશ્ચિત્ત કરવા દે."

"મારી જનેતાના પાલક, ભલે! એટલું પાયશ્ચિત્ત

કરી લે ઝટ. ત્યાં અમે પણ અમારો થાકેલો શ્વાસ હેઠો મેલી લઈએ."

એટલું કહીને રાજા વિદુદભે સંહારમાં એક પળની વિરામપતાકા ચડાવી.

ઝરાના એક માથોડા જેટલા ઊંડા ધરામાં બૂઢાએ ડૂબકી મારી. વિદુદભની થંભેલી સેના જીવ લઈને નાસતાં નગરજનોને નિહાળી મલકી રહી. બાપડાં કેટલાંક નીકળવાનાં છે!

પળો પછી પળો વીતતી હતી. ઝરણાને કાંઠે ઊભેલો વિદુદભ પોતાના પાર્શ્વજનોને કહેતો હતો:

"બુઢ્ઢો શાક્ય છે ખરો ને? શ્વાસરુંધન કરવાની જિંદગીભરની ટેવ આજે એને કેવી રીતે કામ લાગી ગઈ! પાંચસો હજારને બચાવવાનું પુણ્ય હાંસલ કરી જશે ખરો ડોસો!"

પોતાની સામે નગરવ્યાપી સેના ખડી હતી. પ્રત્યેક સૈનિકના હાથમાં ઉગામેલું ખડગ એક પળને માટે તોળાઈ રહ્યું હતું. જાણે કોઈએ શિલ્પવિધાન કર્યું હતું!

પાછું વિદુદભે ઝરાના ધરા પર જોયું. કિનારે બૂઢા મહાનામનની લાકડી અને ઉત્તરીય પડ્યાં હતાં. જળની સપાટી પર હજુ બડબડિયાં બોલતાં હતાં.

"ડોસાએ ગઝબ શ્વાસ રુંધ્યો!" એણે કંઈક કચવાટ બતાવ્યો. "આ તો ઘણા શાક્યો પલાયન કરી ગયા!"

સામે સેનાના કર-દંડોમાં તોળાઈ રહેલાં હજાર ખડગો, મોતની હજારહજાર જીભો જેવાં, વિદુદભને મોહાવી રહ્યાં હતાં.

દરવાજે દરવાજેથી શાક્યોનાં મહાપૂર જાણે કે ચાલ્યાં જતાં હતાં.

"કેમ—રે!—આ શું?" કહેતા વિદુદભે ધરાનાં નીલાં ભમ્મર પાણી પર નજર કરી. બડબડિયાં બંધ થઈ ગયાં હતાં.

"આ ધૂર્ત શાક્યે શું કર્યું? ક્યાં ગયો પાજી ડોસો?"

"મહારાજ," પાર્શ્વજને કહ્યું. "અંદરથી સરીને કોઈ ગુપ્ત માર્ગે નીકળી ન ગયો હોય! શાક્યોને તો હૃદય-માં તેમ જ પાણી નીચેનાં પડોમાં ભોંયરાં ખોદતાં આવડે છે ખરાં ને!"

"ઊતરો અંદર—ધરો ડખોળો, પોલાણ ગોતી કાઢો."

માણસોએ અંદર પડીને ધરો ડખોળ્યો. થોડી વારે તેમણે તળિયેથી કંઈક બહાર કાઢ્યું.

એ એક ઝાડનું મૂળિયું હતું. મૂળિયાને મડાગાંઠ ભીડીને ટૂંટવાઈ ગયેલો એક માનવી હતો. એ શબ બુઢ્ઢા મહા-નામનનું હતું.

પોતાની આશ્ચર્યમૂઢ નજરને જ્યારે એ શબ પરથી ખેસવીને રાજા વિદુદભે નગરી પર દોડાવી, ત્યારે નગરી નિર્જન થઈ ગઈ હતી.

હજારો ખડગો તોળીને સેના સ્તબ્ધ ઊભી હતી. એક જ ડૂબકી હજી પૂરી નહોતી થઈ.

# બુદ્ધપદનો ઉમેદવાર

અનન્તરાય મ. રાવળ

મૌદ્‌ગલ્યાયને પોતાની વાત પૂરી કરી તોય ભગવાન બુદ્ધનાં અર્ધમીંચેલાં નયનો ઊંચાં થયાં નહિ તેમ એમનું મૌન તૂટ્યું નહિ. પણ આજે તો એણે ઘણા દિવસથી હૃદયમાં ભંડારી રાખેલી વાત પૂરેપૂરી કહી દેવાનો અને ભગવાન પાસેથી એનો જવાબ મેળવવાનો નિશ્ચય જ કર્યો હતો, એટલે તેણે થોડીવાર રહી બુદ્ધ ભગવાનની સમાધિનિદ્રા તોડે એવો પ્રશ્ન કર્યો, "ત્યારે, ભગવન્, આનું શું કરવું છે?"

બુદ્ધદેવના ચહેરા પર એક સ્મિતલહરી ફરકી. ફુલ્લ અરવિંદ શાં નેત્ર ઊંચકી તે બોલ્યા: "કેમ મૌદ્‌ગલ્યાયન, દેવદત્તને મળતાં માનપાનની ઈર્ષ્યા આવે છે કે?" પછી તરત જ ગંભીર બની જઈ કહ્યું, "ના, ના, ભિક્ષુઓ, એનાં લાભ, સત્કાર ને પ્રતિષ્ઠાની જરાય સ્પૃહા કરવા જેવી નથી. મને તો એની દયા આવે છે. એનાથી તો એના કુશલધર્મની હાનિ થાય છે, વૃદ્ધિ નહિ. આ લાભસત્કાર એને જીરવતાં નહિ આવડે ને એ એને આત્મ-

વધને માર્ગે લઈ જશે. જાણો છો ને, કેળ ને વાંસ ફળે છે તે આત્મવધને સારુ જ ?"

"પણ ભગવન્, એ બીજા તથાગત× બનવાનો ડોળ કરે—"

"કરવા દો. મોઘપુરુષ આખરે જાતે જ ટળાઈ આવે."

"પણ એ મિથ્યાબુદ્ધ આપને ઝંખવવા આપની સ્પર્ધા કરવાની ચેષ્ટા કરશે તો ? આપ અમને અનુજ્ઞા આપો તો અમે એને ખુલ્લો પાડી આપનો મહિમા વર્ણવી બધાને તેમાં સ્થિરપ્રતિષ્ઠિત કરીએ;" પાસે બેઠેલા ભિક્ષુ-મંડળના મોવડી તરીકે મૌદ્‌ગલ્યાયને માગણી રજૂ કરી.

"મૌદ્‌ગલ્યાયન, અશુદ્ધશીલ હોય તે ગુરુ શીલનો દાવો કરે અને પોતાના શિષ્યો પાસે પોતાના શીલના ગોપનની અપેક્ષા રાખે. મારે કંઈ એવું નથી. ગોધિપુત્ર* સ્પર્ધા કરે તો ભલે કરે;" તથાગતે નિર્ણય સંભળાવી દીધો.

મૌદ્‌ગલ્યાયન અને તેની સાથેના ભિક્ષુઓ નિરુત્તર બન્યા, પણ તેમના ચહેરા કહેતા હતા કે તેમને સંતોષ થયો ન હતો.

એઓ છેલ્લા થોડા સમયથી બોધિસત્ત્વના પૂર્વાશ્રમના સાળા શ્રમણ દેવદત્તની પ્રવૃત્તિ ધ્યાનથી જોતા હતા અને તેમને લાગવા માંડેલું હતું કે સંઘની તથા ધર્મની પ્રતિષ્ઠાને તથા પોતાના શ્રેયને હાનિ પહોંચાડે એવું વર્તન તે કરી રહ્યો હતો. બીજો કોઈ નહિ ને દેવદત્ત આમ કરે ? જેણે ઘડીના છઠ્ઠા ભાગમાં રાજવૈભવનાં સુખ છોડી અનુપિયા-

× બુદ્ધભગવાન. * દેવદત્તનું નામ.

માં ભદ્દિય, અનુરુદ્ધ, કિમ્બિલ આદિની સાથે દીક્ષા લીધેલી, તીવ્ર સંવેગથી પ્રેરાઈ જેણે પોતાની તપસ્યાથી સૌ ભિક્ષુઓને મોંમાં આંગળી નખાવેલી અને એ તપસ્યાના ફળ રૂપ લાધેલી યોગસિદ્ધિને લીધે ભિક્ષુસંઘના આદરનું પાત્ર જે બનેલો, તે દેવદત્ત ?

ન માની શકાય એવી, પણ આખરે તો આ સાચી હકીકત હતી. સંઘ કૌશાંબીમાં આવી ત્યાંના ઘોષિતારામમાં વિહાર કરવા લાગ્યો ત્યારથી દેવદત્તના વર્તનમાં શ્રમણ ઉપાલિને કોણ જાણે કેમ કંઈક ફેરફાર થતો લાગ્યો. તેની એ શંકા ખોટી ન હતી. લોકોનાં ટોળેટોળાં આવે, વંદન પૂજા કરે, ભોજન ને ચીવરોની ભેટો લાવે એવું એવું ભિક્ષુસંઘનું થતું સન્માન દેવદત્તની નજરમાં વસી ગયું હતું. સિદ્ધિનું સ્વામિત્વ તેના સુષુપ્ત અહંને અને આ આદરસત્કાર તેના આત્મપ્રેમને સળવળાવવા મંડી ગયાં હતાં. એક વખત ઉપાલિએ દેવદત્તને વૃક્ષતળે વિચારલીન અવસ્થામાં જોયો ને પૂછ્યું, 'કેમ ગોધિપુત્ર, શા વિચાર કરો છો ?' તે વેળા દેવદત્તના હૃદયમાં એક મહત્ત્વાકાંક્ષી વિચાર ઝબકી તેનાં આંદોલનો મૂકતો ગયો હતો: 'કોને આ બધું માન ? શ્રમણ ગૌતમને જ ને ? હું એના જેવો સંઘનેતા હોઉં તો એ માનપાન મારાં જ થાય કેની?' હૈયે હોય તે હોઠે જાહેર કરાતું હોત તો દેવદત્તે ઉપાલિને પોતાનો આ વિચાર કહ્યો હોત.

પછી તો ધીમે ધીમે દેવદત્ત વધુ ને વધુ એકાંતપ્રિય બનતો ગયો. કેટલાક શ્રમણોએ તો એને રાતના આમતેમ આંટા મારતાં પણ જોયેલ. ચિત્તની ધરતીમાં વાવેલા પેલા બીજને

આમ એકાંતમાં એ વારિસિંચન કરતો હતો. પણ તેના એક બે અંતેવાસી વિના બીજાનું ધ્યાન ખેંચે એવું કશું તેના વર્તનમાં હજુ દેખાયું ન હતું.

ધ્યાન ખેંચે એવી બાબતો તો સંઘ રાજગૃહના વેણુવનમાં વિહાર કરવા આવ્યો ત્યારપછી થોડા વખતમાં બનવા લાગી. તથાગતનું અભિવાદન કરવા માટે રાજા બિંબિસાર સાથે આવેલ રાજકુમાર અજાતશત્રુ દેવદત્તથી આકર્ષાઇને ગયો, અને પછી બીજે કે ત્રીજે દિવસે એને રાજમહેલમાં આવવાનું નોતરું મોકલ્યું. તે પ્રસંગ પછી તો દેવદત્ત અને અજાતશત્રુના એવા મેળાપ વધતા ચાલ્યા, ત્યારે ભિક્ષુમંડળને એ વાત વિચારવા યોગ્ય જણાવા લાગી. કોઈ કહેવા લાગ્યું કે મહર્દ્ધિક* દેવદત્તે પોતાના યોગબલના પ્રભાવથી રાજકુમારને વશ કરી લીધો છે, તો કોઇ એવા પણ તર્ક ચલાવવા લાગ્યું કે રાજકુમારને રાજ્યલોભ અને શ્રમણ દેવદત્તને મહન્તાઈનો લોભ વળગ્યો છે અને બંને એની સંતલસ કરવા મળતા રહે છે. એ ગમે તે હો, પણ આટલી વાત ચોક્સ કે દેવદત્તનું માનમહત્ત્વ ખૂબ વધવા લાગ્યું. રાજમહેલમાંથી રોજ અનેક સ્થાલીપાક દેવદત્તને સારુ આવવા લાગ્યા. કુમાર અજાતશત્રુ સવારસાંજ રથરસાલાના ભારે દબદબા સહિત રોજ દેવદત્તનું અભિવાદન કરવા આવવા લાગ્યો. આનંદ, અનુરુદ્ધ, ઉપાલિ, મૌદ્ગલ્યાયન જેવા શ્રમણો પ્રત્યેનું દેવદત્તનું વર્તન પણ બદલાવા લાગ્યું. તેમની જોડે તથાગતની પેઠે ગુરુની અદાથી એ વર્તતો હોય એમ એ શ્રમણોને ભાસવા માંડ્યું.

કેટલાક વખતથી ચિંતાતુર બની દેવદત્તનું આ વલણ જોતા

*જેણે યોગસિદ્ધિ મેળવી છે એવો.

રહેલા તેના એ ગુરુભાઈઓને આ સારાં ચિહ્નો લાગ્યાં નહિ; તેથી એ વધુ વિવેકભ્રષ્ટ બની અધોગતિનો અધિકારી થાય તે પહેલાં એ માર્ગેથી ઠપકો આપીને કે અન્ય કોઈ રીતે તેને વાળી લેવાની ભગવાન તથાગતને વિનંતી કરવાનો તેમણે નિર્ણય કર્યો. એ નિર્ણય અનુસાર આજે ભગવાનનું પ્રવચન પૂરું થઈ પરિષદ વિખરાવા લાગી ત્યારબાદ એકાંત જોઈ સંઘની શિસ્તના જાગરુક પહેરગીર મૌદ્‌ગલ્યાયને ભગવાનને આ હકીકત નિવેદિત કરી હતી.

૨

પરમ કારુણિક બુદ્ધ ભગવાને દેવદત્ત પરથી પોતાની કૃપાદૃષ્ટિ હઠાવી નહિ, પણ દેવદત્તનું વર્તન કંઈ એનાથી સુધર્યું નહિ. એનું પ્રચ્છન્ન અહં હવે ધૃષ્ટ થઈ બહાર વ્યક્ત થવા લાગ્યું. પિતાની તથાગત માટેની ભક્તિનો એક શતાંશ પણ જેનામાં ન હતો એવા અજાતશત્રુની સાથે એની મુલાકાતો વધવા લાગી. ક્ષણિક વૈરાગ્યના ઊભરામાં રાજવૈભવને ફગાવી દેનાર દેવદત્ત પાછો રાજવૈભવ દેખીને ચળ્યો કે શું, એવી એના એ વર્તનથી જન્મેલી કેટલાક એના હિતૈષી શ્રમણોની ભીતિ વધવા લાગી.

પણ એ ભીતિ ખોટી હતી. એનો આશય તો કોઈ બીજો જ હતો. એણે એક દિવસ ધૃષ્ટતાથી તે પ્રકટ કરી દીધો. મોટી પરિષદ્‌માં ભગવાન તથાગત રાજા બિંબિસારને ઉપદેશ કરતા હતા તે કરી રહ્યા એટલે શ્રમણમંડળમાંથી કોઈ વીજળીની ઝડપે ઊભું થયું અને બોલ્યું, “મારે કંઈક કહેવું છે, ભગવન!” બધાની

આંખો ઊંચી થઈ. જુએ છે તો દેવદત્ત! એને શું પૂછવું હશે? સૌ કોઈ તર્ક કરવા લાગ્યા. જન્માંતરનાં પાપ અને વિકારો ધોઈ નાખવાને પ્રેરે એવા આજના પ્રવચનની પુણ્ય અસરને પ્રતાપે દેવદત્ત પોતાની વચગાળામાં કરેલી બુદ્ધિ માટે પશ્ચાત્તાપ વ્યક્ત કરવા ઊભો થયો એમ જ આનંદે અને સારિપુત્રે તો માની લીધું. એમની આંખોમાં હર્ષાશ્રુ આવી ગયાં, પણ તરત જ દેવદત્તના શબ્દોએ એ સૂકવી નાખ્યાં. એ બોલતો સંભળાયો, " પ્રભુ, મારી એક અભ્યર્થના છે. આપની હવે ઉમર થઈ ગણાય. જુઓને, આટલું બોલીને આપને અત્યારે કેવો થાક લાગ્યો છે? તો મારી એ વિનંતી છે કે આપે હવે આરામ લેવો. ભિક્ષુ-સંઘના નેતૃત્વની ફિકર ન કરશો. એ ભાર આપની કૃપાથી હું વહીશ."

સમસ્ત સભા સ્તબ્ધ બની ગઈ. એ સ્તબ્ધતાની કળ વળતાં વાતાવરણ ક્ષુબ્ધ બની ગયું. જાણે પ્રશાન્ત સરોવરમાં કોઈએ ધુબ્બાક દેતોકને પથરો નાખ્યો! કેટલાક ચહેરા પર કચવાટ પથરાયો. દેવદત્તે ચારે તરફ નજર નાખી, પણ સંમતિદર્શક પ્રસન્નતા કોઈના ચહેરા પર દેખાઈ નહિ. તથાગતના ચહેરા પર તો અપાર શાંતિ હતી. એ શાંતિ ભેગું એક મરકતું નાનકડું સ્મિત પણ આવીને એ વદન પર બેસી ગયું હતું. એ જોઈને પોતાની માગણી સ્વીકારાવાની આશા દેવદત્તને બંધાઈ.

કેટલીક પળો વીતી તો ય તથાગતના હોઠ હાલ્યા નહિ, એટલે અધીરાઈમાં દેવદત્તે જવાબ માગ્યો, " આપે મને હજી ઉત્તર નહિ આપ્યો."

"મારો ઉત્તર સમજી નથી લીધો? મારે એ વૈખરીમાં કહેવો પડશે?" બુદ્ધદેવ મેઘગંભીર અવાજે બોલ્યા. "જો ભાઈ, મારી તો ઉંમર થઈ એ સાચું, પણ તારી ઉંમર સંઘશાસક થવા જેવડી થઈ છે એમ તું માને છે?" એમણે સામો પ્રશ્ન કર્યો.

"મને એકવાર સંઘનું નેતૃપદ સોંપી જુઓ, પ્રભુ. પછી જુઓ કે એનો બધો બોજ વહીને હું આપને પૂરેપૂરા નિશ્ચિન્ત બનાવી દઉં છું કે નહિ?" દેવદત્તે તરત જ ઉત્તર વાળ્યો.

"આ તપસ્વી મહર્દ્ધિક શ્રમણ દેવદત્ત બોલે છે? કે તેનામાં પેઠેલો સત્તાપ્રેમ? પણ એનું કંઈ નહિ. અધિકારભેદ મારે તો સમજવો જોઈએ ને? આ સારિપુત્ર કે મૌદ્‌ગલ્યાયન જેવા શ્રમણશ્રેષ્ઠોને ય સંઘ ન સોંપું તો તને? દેવદત્ત, ગાંડો થયો છે?"

દેવદત્તની ધારણા ખોટી પડી. એ ઝંખવાણો પડ્યો. પરિષદ્‌માંથી હર્ષભેર ગર્જના ઊઠી: "ભગવાન બુદ્ધનો ને સંઘનો જય!" આને પોતાનું જાહેર અપમાન માની દેવદત્ત એકદમ તથાગતની પાટ આગળ આવ્યો અને મૂંગે મોંએ તેમને પ્રદક્ષિણા ફરી ઉતાવળું વંદન કરી પીઠ ફેરવી ગુસ્સામાં રાજગૃહ ભણી ચાલતો થયો.

કેટલાક ભિક્ષુઓ પણ એની સાથે ઊઠ્યા ને એની પાછળ એને અનુસર્યા. આ એવા ભિક્ષુઓ હતા જેમના પર દેવદત્ત પોતાનો પ્રભાવ પાડી પોતાના અનુયાયી બનાવવામાં સફળ નીવડ્યો હતો. પણ એવાઓની સંખ્યા બહુ મોટી ન હતી.

૩

બીજે દિવસે રાજગૃહના લોકોએ એક આશ્ચર્ય જોયું. ભગવાન બુદ્ધની આજ્ઞાથી શ્રમણ સારિપુત્ર રાજગૃહમાં જઈ ચૌટે ચૌટે લોકને એકઠા કરી જાહેર કરતા હતા કે હવેના શ્રમણ દેવદત્ત એ પૂર્વના દેવદત્ત નથી રહ્યા, માટે એ જે કંઈ બોલે કે કરે તેને વાસ્તે બુદ્ધ, ધર્મ અને સંઘ જવાબદાર નહિ રહે, પણ એ પોતે જ ગણાશે.

લોકોને નવાઈ લાગી. હજુ થોડા સમય પર આ જ શ્રમણ સારિપુત્ર પુરજનો સમક્ષ એ જ દેવદત્તના વૈરાગ્ય ને તપનાં મહિમ્નસ્તોત્ર ગાતા હતા! ત્યારે આમ કેમ? પુરજનોમાં આ એક રસિક ચર્ચાનો અને તર્કનો વિષય થઈ પડ્યો. ઘણા સમજુ પુરુષોને થયું કે જ્યારે ભગવાન તથાગત આવું પગલું લે છે ત્યારે વાત કંઈ મામુલી નહિ હોય. દેવદત્તની પ્રવૃત્તિને આથી સાશંક નજરે જોનારાઓ રાજગૃહમાં વધવા લાગ્યા. જેને બૌદ્ધસંઘ કે ધર્મ પ્રત્યે ખાસ આદર હતો જ નહિ એવા રાજકુમાર અજાતશત્રુ જોડે દેવદત્ત જેવા ચીવરધારી ભિખ્ખુએ વધારી મૂકેલો સંબંધ ઘણાને જટિલ કોયડા જેવો લાગતો હતો. આ સંબંધમાં હવે કંઈ કંઈ અનુમાનો થવા માંડ્યાં.

હજુ આ પ્રસંગ વીત્યાને બહુ સમય નહોતો થયો ત્યાં તો રાજગૃહના પ્રજાજનોએ વીજળીના જેવો એક જબ્બર આઘાત અનુભવ્યો. એક દિવસે સવારના પહોરમાં સન-સનાટી ફેલાઇ જાય એવા સમાચાર વીજળીવેગે નગરમાં ફેલાઈ ગયા. કુમાર અજાતશત્રુએ પોતાના પિતા પ્રજાના

પ્યારા સાધુચરિત રાજા બિંબિસારને આગલી રાતે અચાનક કેદ કરી અંગમગધનો રાજદંડ પોતે લીધો છે એ સમાચાર દાંડી પીટનારો લોકોને આપી રહ્યો હતો. લોકો ફફડી ઊઠયા, પણ ચૂપ બની બેસી રહ્યા.

એ આઘાત શમે ન શમે ત્યાં વળી એક બીજું દુઃખદ આશ્ચર્ય લોકોને જોવું સર્જાયું હતું. કેટલાક દિવસ પછી એક વખત નગરમાં ભિક્ષા માટે આવેલા બુદ્ધ ભગવાન રાજમાર્ગ પરથી એક સાંકડી ગલીમાં પેસવા જાય છે ત્યાં સામેથી મદોન્મત્ત બનેલો એક વિકરાળ હાથી તેમની સામે ધસી આવ્યો. બુદ્ધ ભગવાનને ભિક્ષા આપવા ઘરને ઓટલે આવી ઊભેલી પુરસ્ત્રીઓથી ભયમાં ચીસ પડાઇ ગઇ. પ્રત્યેક ઘરની માનવવસ્તી બારીબારણાં ને ઝરૂખા આગળ એકઠી થઈ ગઈ. પુરજનોનો શ્વાસ બેસી ગયો. તેમણે હાથીને ઓળખ્યો. એ તો રાજાનો માનીતો હાથી નાલાગિરિ! કોઈ દિવસ મહાવત વિનાનો હોય નહિ તે આમ એકલો, નિરંકુશ ને મદચકચૂર! નક્કી કંઈ દગો! લોકો ભયગ્રસ્ત શા સ્તબ્ધ બની ગયા. પણ બીજી જ પળે એક આશ્ચર્યોનું આશ્ચર્ય બન્યું. લોકો ભયમાં મીંચેલી આંખ ઉઘાડે છે તો સૂંઢ ઉછાળતો ને તથાગત સામે ધસ્યો આવતો નાલાગિરિ એકાએક શાન્ત ને સ્વસ્થ બની જઈ બુદ્ધદેવને જાણે નમતો હોય તેમ સૂંઢ નીચી કરીને ઊભો હતો અને બુદ્ધદેવ પ્રેમભરી મીટ માંડી તેની સામે જોઈ તેની સૂંઢ પંપાળતા હતા. લોકોએ હર્ષની ચિચિયારી કરી ગર્જના કરી 'બુદ્ધ ભગવાનનો જય હો!' જવાબમાં નાલાગિરિને આપેલી પ્રેમભરી દષ્ટિનો લાભ બંને બાજુનાં

પુરજનોને આપી બુદ્ધભગવાન જાણે કશું જ બન્યું ન હોય તેમ આગળ વધ્યા.

એમના ચાલી જવા પછી જ લોકોને શું બની ગયું એનું ભાન આવ્યું અને એ ભાન આવતાંની સાથે જ એ પ્રસંગનું મૂળ શોધવાની વૃત્તિ જાગી. તેમ કરતાં અજાતશત્રુ સુધી અને તેથી ય આગળ જઈ ભિક્ષુ દેવદત્ત સુધી તેમના તર્કપગીને પગેરું જડયું. 'અજાતશત્રુ અને દેવદત્તને અનુક્રમે રાજગાદી અને બુદ્ધપદનો લોભ જ અત્યાર લગી સાંધી રહ્યો હતો, અને એકની મહત્ત્વાકાંક્ષા પૂરી થઈ એટલે તેણે બીજાની બુદ્ધપદની ઇચ્છા પૂર્ણ કરાવવા તેના માર્ગમાં કંટક જેવા બુદ્ધ ભગવાનને દૂર કરવાની પ્રવૃત્તિ આગળ થઈ ગયેલા કોઈ મૈત્રીના કરાર મુજબ આરંભી દીધી છે' એમ પણ પ્રથમ છાનું અને પછી પ્રકટપણે રાજગૃહમાં બોલાવા લાગ્યું.

નાલાગિરિવાળા પ્રસંગની તેમ જ ત્યારપછી રાજગૃહમાં ચાલતી આની વાતોની વેળુ વનમાંના સંઘને જાણ થઈ ત્યારે તેને ચિંતા થઈ. કેટલાક મુખ્ય શ્રમણોએ તથાગતને હવેથી મોટા ભિક્ષુસમુદાયના સંગાથ વગર એકલા ન નીકળવાની વિનંતી કરી. એ સાંભળી તથાગત માત્ર આટલું જ બોલ્યા, "ભિક્ષુઓ, મારી સલામતીની ચિંતા કરશો નહિ. તથાગત બીજા કોઈના પ્રયાસથી નહિ પણ સ્વાભાવિક કુદરતી મૃત્યુથી જ, જ્યારે પામશે ત્યારે પરિનિર્વાણ પામશે, સમજ્યા?" અને આ વચનની સત્યતા પુરવાર કરે એવો પ્રસંગ ત્યારપછી થોડા જ દિવસમાં બન્યો. એક પ્રાણઘાતક અકસ્માતમાંથી તથાગત કોરાકટ ઊગરી ગયા. ગૃધ્ર-

કૂટ ટેકરી પરથી, નીચે તળાટીમાં ભગવાન તથાગત ધ્યાનસ્થ દશામાં ચંક્રમણ કરી રહ્યા હતા તે વારે, એક મોટી શિલા જાણે તેમનું મસ્તક તાકીને પડતી હોય એમ ગબડી. જરા દૂર ચારપાંચ ભિક્ષુઓ હતા, તેમણે આ જોયું કે તરત જ એમનામાંથી એક જઈ ભગવાનને બાથમાં પકડી એ જગ્યાથી ખસેડી આ બાજુ લઈ આવ્યો. પણ પેલી શિલા જે તે સ્થળે પડવી જોઈતી હતી તે પડી જ નહિ એ મોટું આશ્ચર્ય બન્યું. આ પ્રસંગ પણ ઘણા દિવસ સુધી ચર્ચાનો વિષય બની ગયો. આ દૃશ્ય જોનારાઓમાંથી એકે કહ્યું કે બે શિખરોને વચમાં ધસી આવી પેલી શિલાને અટકાવી દેતાં મેં જોયાં. બીજાએ વળી એમ કહ્યું કે મેં કોઈ ચીવરધારી શ્રમણને એ શિલા ફેંકતો જોયેલ, એટલે ત્રીજાએ મેળ બેસાડી દીધો કે તો તો નક્કી એ અસંતુષ્ટ દેવદત્તનું જ કામ.

આ વાત જતાં જતાં તથાગતને કાને ગઈ ત્યારે તેમને દુઃખ થયું. નાલાગિરિના પ્રસંગના સંબંધમાં પણ દેવદત્ત પર છાનુંછપનું દોષારોપણ થયા કરતું હતું. આથી તેમણે ભિક્ષુઓને સંબોધીને જરા ઉગ્રતાથી કહી નાખ્યું: “ખબરદાર, ભિક્ષુઓ, આવા દૂષિત તર્કો કરી શ્રમણ દેવદત્તને અન્યાય ન કરશો. એનો માત્ર એક જ દોષ છે—વકરેલા અહંનો, ને તેના પરિણામ લેખે સત્તા–પ્રતિષ્ઠાના લોભનો. એ સિવાય બીજો એકે નહિ. એ તમે કહો છો તેવું કોઈ કાળે કરે જ નહિ; એ એવો નથી. એની માગણી મેં ન સ્વીકારી એટલે એ જરા રિસાયો છે એટલું જ, બાકી એની ભૂલ એને સમજાતાં એ અવશ્ય પાછો આવશે

એવી મારી શ્રદ્ધા છે." તથાગતની મહાનુભાવતા ને ઉદારતા સૌના હૃદયને સ્પર્શી રહી.

૪

એ જ વખતે 'ભગવન, દેવદત્ત આવે છે' એવા ખબર એક ભિક્ષુએ આવીને આપ્યા. ભગવાનની અર્ધી પળ પહેલાંની વાણી ફળી એમ સૌએ માન્યું. થોડી જ વારમાં દેવદત્તે બે યતિઓની સાથે દેખા દીધા. એની સાથેના બે યતિઓને કેટલાક શ્રમણોએ તરત જ ઓળખી કાઢ્યા. કોકાલિક અને સમુદ્રદત્ત આસપાસના પ્રદેશમાં તીવ્ર દેહદમન માટે જાણીતા હઠયોગી તપસ્વીઓ હતા. દેવદત્ત પાસે આવ્યો અને તથાગતને વંદન કર્યું એટલે તથાગત તેને પ્રેમપૂર્ણ નયને આવકાર આપતાં બોલ્યા: "આવ, આવ, ભાઈ દેવદત્ત! ઘણે દિવસે કૃપા કરી તેં!"

દેવદત્તની ભ્રૂકુટિ સહેજ સંકોચાઈ: શ્રમણ ગૌતમ શું કટાક્ષમાં બોલી રહ્યા હતા? પણ તેમના પ્રસન્નસ્મિત વદન પર એક મીટ માંડતાં જ એ શંકા ચાલી ગઈ. આસન લઈ તે ભગવાનના બીજા પ્રશ્નની વાટ જોતો અને સાથોસાથ પોતાનું કહેવાનું કેમ શરૂ કરવું તેની મૂંઝવણ અનુભવતો મૂંગો બેઠો. ચોમેર શાંતિ ફેલાઈ ગઈ. પળ વીતી, બે પળ વીતી, પણ બુદ્ધ ભગવાન કશું બોલ્યા નહિ. અધીર કોકાલિકે દેવદત્ત સાથે નેત્રપલ્લવી કરી એટલે દેવદત્તે શરૂ કર્યું: "ભગવાન, આપણો સંઘ પવિત્રતા, સંયમ અને તપસ્યામાં સંસારી ઘરબારી લોકો કરતાં ઊંચો હોય એવું તો આપ કબૂલ કરો છો ને?"

"અવશ્ય." બુદ્ધદેવે ટૂંકો જવાબ આપ્યો.

"તો પછી, એ સંસાર સાથે વધુ સંબંધ ન રાખે તો જ સંયમી બની શકશે એ આપ કેમ સમજી લેતા નથી?'

"કંઈ સમજાયું નહિ."

"સમજાવું. હું એમ કહું છું કે આપણા ભિક્ષુઓના સંયમધર્મમાં જરા શિથિલતા આવતી જાય છે. એ દૂર કરવા એને થોડોક કડક કરવાની જરૂર છે. એ માટે આપની અનજ્ઞાથી મારે પાંચ નવા નિયમો સૂચવવા છે," કહી દેવદત્તે પોતાના સાથીઓ તરફ સંતોષ અને વિજયની નજર નાખીને તરત જ વાળી લીધી.

"કયા કયા?"

"પહેલો તો એ કે ભિક્ષુઓથી નગરમાં અવાય જ નહિ, તેમણે તો ચિરકાળ અરણ્યવાસ જ કરવાનો. બીજો નિયમ એ કે ભિક્ષુઓએ આમરણ ભિક્ષાન્ન પર જ દેહધારણ કરવું, કોઈને ત્યાં આમંત્રણ સ્વીકારી ભોજન લેવા જવું જ નહિ. ત્રીજો નિયમ એ કે તેમણે ગૃહસ્થોએ આપેલાં ચીવરો સ્વીકારવાં જ નહિ, પણ રસ્તામાં પડેલાં કોઈએ ફેંકી દીધેલા શીર્ણજીર્ણ ગાભાથી જ ચલાવવું." આટલું બોલી પોતાના કથનની બુદ્ધ ભગવાન પર થયેલી અસર જોવા એ થંભ્યો. ભગવાનના વદન પર તો અક્ષુબ્ધ શાંતિ જ હતી. એમણે કહ્યું: "કહી નાખો, હું અવધાનપૂર્વક સાંભળું જ છું."

"ચોથો નિયમ હું એ કરવા માગું કે ભિક્ષુએ પૂરેપૂરા અણુગાર* રહેવું. છાપરાવાળાં સ્થાનમાં એનાથી રહેવાય જ નહિ. પાંચમો નિયમ એ કે જેમાં હિંસા થઈ હોય એવો

* અનાગાર, એટલે કોઈ સ્થિર ઘર વિનાના.

કોઈ પણ પ્રકારનો આમિષાહાર ભિક્ષુને માટે સર્વકાળે અગ્રાહ્ય જ ગણાય."

"આ પાંચે નિયમો નવા તો નથી જ. અત્યારે પણ પળાય તો છે, પણ વિકલ્પે." બુદ્ધ ભગવાન બોલ્યા.

"એ જ વાંધો છે ને, પ્રભુ! આપને વચલો મોળો મધ્યમમાર્ગ જ ગોઠે છે. એનાથી સિદ્ધિ વહેલી ન સાંપડે. તીવ્ર તપ વિના નિર્વાણ જેવી પરમસિદ્ધિ નહિ. એટલે, એ વિકલ્પ બંધ કરવા અને આ પાંચે નિયમોને અણઘડી જ અમલમાં મૂકવા સારુ આપે સંઘને જાહેર કરવા જોઈએ એવી મારી સૂચના છે. શું કહો છો આપ?"

"પણ ભાઈ, માનવપ્રકૃતિ તો જોવી જોઈએ. એકલ-પંથી સાધકોને માટે એની હા, પણ નિર્વાણેપ્સુ ખરા પરંતુ સંવેગની અણસરખી તીવ્રતાવાળા અનેક ભિક્ષુઓનો જે સંઘ, તેને આવા નિયમોથી ભીંસવો ઠીક નથી. આવા નિયમો લાદવામાં આવે તો ભિક્ષુઓ બાહ્ય શિસ્ત ખાતર પાળવા તો મથશે, પણ તક મળતાં જ એનો ભંગ કરી, યા એવી તક માટે રસપૂર્વક ઝંખતા રહી મિથ્યાચારી બની જાતને ને સંઘને છેતરશે. એમ થાય એ, તું જ કહે, દેવદત્ત, ઇષ્ટ ખરું? ગજા ઉપરવટ બહુ કૂદકા મારવા ઠીક નહિ."

"હું એકલો નથી કહેતો, મારા જેવું માનનાર ઘણા છે. એ સૌ કહે છે કે સંઘ ઢીલો પડ્યો છે ને ભગવાન કંઈ કરતા નથી. ભિક્ષુજીવનમાં વૈરાગ્ય સંયમાદિકની અગત્ય તમે સ્વીકારતા જ નથી?" દેવદત્તે પ્રશ્ન કર્યો.

"કોણે કહ્યું? એ વિના આ બધો વિનય માટેનો આચાર મેં નક્કી કર્યો હશે, દેવદત્ત? હું જાણું છું કે

કઠોર દેહદમન ને તિતિક્ષાનો માર્ગ આ મગધમાં ભારપૂર્વક ઉપદેશાયો છે અને અત્યારે પણ કેટલાક યતિઓ એનો ઉપદેશ કરી રહ્યા છે. પણ જડ દેહદમન ને ઇંદ્રિયમારણનો માર્ગ બહુ સારો માર્ગ નથી. એવા અંતિમોમાં આર્ય-પ્રજ્ઞા નથી, એ મને મારા જ અનુભવથી સમજા—"

"તો, આ નિયમો આપ નથી સ્વીકારતા એમ ને ?" દેવદત્તે અધીરાઈથી બુદ્ધ ભગવાનને અધવચ આંતર્યા.

"તું બરાબર સમજ્યો નહિ, દેવદત્ત. જો બાપુ, આ નિયમો ખોટા છે એમ હું નથી કહેતો, પણ તેને અત્યારે સંઘ પર લાદવાની જરૂર મને સમજાતી નથી. એટલે એને ભિક્ષુઓના વિકલ્પ પર જ છોડવા ઠીક છે. જેની ઇચ્છા હોય તે નગરવાસ કરે, જેને સાવ અસંગ બનવા ઇચ્છા હોય તે ભલે અરણ્યનિવાસ આદરે. વધતા ઓછા અધિકાર પ્રમાણે અને પોતપોતાની સૂઝ અને જરૂરિયાત પ્રમાણે સૌ પોતપોતાની પ્રકૃતિને ફાવતું કરી લેશે. એવા તારા આ નિયમોને પાળવાવાળાય ઘણા નીકળી રહેશે હોં !" તથાગત વત્સલભાવે એને સમજાવી રહ્યા.

"એનો સીધો અર્થ એ કે તમે આ નિયમો નથી સ્વીકારતા. કંઈ નહિ—મેં ધાર્યું જ હતું કે દેવદત્ત પાસેથી આવેલી સૂચના કંઈ તમે સ્વીકારવાના નથી જ."

"શું બોલી રહ્યો છે તું ? દેવાનુપ્રિય, તારા પર મને દ્વેષ છે કાંઈ? માત્ર તું માનવપ્રકૃતિ જાણતો નથી ને હું કંઈક જાણું છું, માટે એની ના પાડું છું એટલું જ."

"હરકત નહિ," ધગી ઊઠેલે ચહેરે દેવદત્ત બોલી ઊઠ્યો. "ત્યારે હવે હું છુટ્ટો. હું મારે રસ્તે, આપ આપને,"

ઢહી જવા માટે એ ઝડપથી ઊભો થયો. એના સાથીઓ પણ ઊભા થયા.

"સૌ માનવી પોતપોતાને રસ્તે જ જાય છે, દેવદત્ત!" તથાગતના મોંમાંથી શબ્દો સર્યા, પણ ચાલી જતા દેવદત્તે તે સાંભળ્યા હોય એમ લાગ્યું નહિ.

જતાં જતાં કોકાલિક ઉમળકાભેર દેવદત્તનો હાથ ઝાલી તેને કહેતો હતોઃ "મેં નહોતું કહ્યું? આપણી બાજી સફળ!" એ શબ્દો તથાગતને કાને અથડાયા. દેવદત્તે કંઈક કરવા ધાર્યું હોય એમ તેમને સ્પષ્ટ જણાયું. શું હશે એ? સંઘભેદ? તથાગત એની કલ્પનાથી ધ્રૂજી ઊઠ્યા. ધર્મ અને બુદ્ધના સમગૌરવ બનાવેલા ને કાળજીપૂર્વક વ્યવસ્થિત કરેલા ભિક્ષુસંઘમાં એ ભેદ ઊભો કરશે કે શું એવી શંકાની કલ્પના જ એમને ખિન્ન કરવા બસ હતી.

૫

તથાગતની એ શંકા સાચી ઠરી. દેવદત્તે જતાં જતાં સામેથી આવતા શ્રમણ આનંદને રોકી 'હું હવેથી જુદો ઉપોસથ* કરીશ' એમ કહ્યું. પછી ભિક્ષુઓને એકઠા કરી તેમને સંબોધી તેણે કહ્યુંઃ "આપણા શ્રમણધર્મને છાજે એવા પાંચ નિયમો મેં સૂચવ્યા પણ તથાગત હઠપૂર્વક તેની ના પાડે છે, ને કહે છે કે હું માનવહૃદયની નબળાઈ જાણું છું. એને તમારી ઇંદ્રિયનિગ્રહની ઇચ્છા ને શક્તિમાં અશ્રદ્ધા છે. એ અશ્રદ્ધા તમારું અપમાન કરનારી નથી? ભિક્ષુઓ, હું

* પૂનમ અને અમાસને દિવસે બધા ભિક્ષુઓએ એકઠા મળીને કરવાની ધાર્મિક વિધિ.

તો હવે એમની મોળી, ચાલે છે તેમ ચાલવા દેનારી વૃત્તિથી ધગી ઊઠયો છું. મેં મારે માટે તો નિર્ણય કરી લીધો છે. તમારામાંથી જે નિર્વાણેચ્છુઓને આવવું હોય તે મારી સાથે ચાલવા તૈયાર થાય." તાજા ભિક્ષુ થયેલા મુગ્ધ નવઉત્સાહી વજ્જી ભિક્ષુઓ વૈરાગ્યના ઊભરામાં ઊભા થઈ ગયા.

એ બધાને લઈ ને દેવદત્ત પ્રથમ રાજગૃહ ગયો. ત્યાં પોતે કેવી રીતે નિયમો સૂચવ્યા પણ તથાગતે કેવી રીતે એની ના પાડી એ વાત વારંવાર ભારપૂર્વક કહી ફેલાવી. રાજગૃહમાં ભિક્ષાર્થે આવતા સંઘના ભિક્ષુઓને પણ વારંવાર મળી એ સમજાવવા લાગ્યો, અને એ પ્રવૃત્તિમાં એને ધારી સફળતા પણ મળી. સમુદ્રદત્ત તથા કોકાલિકના પ્રખર દેહદમનથી આકર્ષાયેલા મુગ્ધજનો પણ હવે તેને આવી મળવા લાગ્યા. એનું અનુયાયી મંડળ આમ સારી પેઠે મોટું થયું એટલે તેણે પોતાના એ ભિક્ષુસંઘ સાથે ગયા ભણી પ્રયાણ કર્યું. બૌદ્ધસંઘમાં આમ ફાટ પડી.

અત્યાર સુધી તથાગત દેવદત્તના આવા આચરણને ખૂબ ચેતનથી ઊભરાતા પણ નાદાન બાળકના ઉધમાત લેખે જ ગણતા હતા અને તેને ખાસ ચિન્તાનો વિષય લેખતા ન હતા. ઉમર થતાં અણસમજુ બાળક પોતાનાં અળવીતરાં તથા જક્કીવેડા છોડી દે છે તેમ એક દિવસ શુભ સંસ્કારોનો ઉદય થયે દેવદત્ત આ બધું છોડી દેશે એવી એમને શ્રદ્ધા હતી. પણ હવે જેમ જેમ દેવદત્તની સંઘભેદક પ્રવૃત્તિની પોતાના ભિક્ષુઓ દ્વારા એમને જાણ થતી ગઈ તેમ તેમ એ શ્રદ્ધા ડગમગવા લાગી. અને જ્યારે સારિપુત્ર અને મૌદ્ગલ્યાયને એમને પાંચસો ભિક્ષુઓના સંઘ સાથે દેવદત્તે

ગયા ભણી કરેલા પ્રયાણની વાત કરી ત્યારે તો એમને થયું કે દેવદત્ત તો હાથથી ગયો જ, પણ પેલા પાંચસોને પણ એ ખાડામાં નાખવાનો. એમને ઘણું દુઃખ થયું. એ તરત જ બોલી ઊઠ્યા: "અરેરે, પણ પેલા ભોળા જીવોનું શું? એમને કોણ ઉગારે?"

"અમે આજે જ ઊપડીએ, ભગવન્! અનુજ્ઞા આપો તો." સારિપુત્ર અને મૌદ્ગલ્યાયન બંને એક સાથે બોલી ઊઠ્યા.

"ભલે, પણ આજે જ જવાની જરૂર નથી. દેવદત્તને અને એના જ્ઞાનસંસ્કારને પૂરાં ઓળખવા સારુ પૂરતો અનુભવ અને સમય એની સાથે ગયેલા ભિક્ષુઓને આપો. સંઘ છોડીને જતાં પોતે કશું વધારે મેળવ્યું છે કે કંઈ ગુમાવ્યું છે એની પ્રતીતિ એમને થવા માંડે પછી જ એમની પાસે જવું એમ હું કહું છું." બુદ્ધ ભગવાને કહ્યું.

ત્યારથી પંદરમે દિવસે બુદ્ધ ભગવાનના એ બંને પ્રિય શિષ્યો તેમને વંદન કરી ગયાને માર્ગે ચાલી નીકળ્યા.

૬

રસ્તામાં આવતાં ગામોમાં ભગવાન બુદ્ધના સિદ્ધાંતોનો ઉપદેશ કરતા કરતા તેઓ કેટલેક દિવસે ગયા પહોંચ્યા. દૂરથી એમને આવતા જોઈ પરિષદ વચ્ચે બેસી આબેહૂબ બુદ્ધ ભગવાનની અદાથી વ્યાખ્યાન કરતા દેવદત્તે કહ્યું: "જુઓ શ્રમણો, મારો ધર્મ કેવો સુ-ઉપદિષ્ટ છે! શ્રમણ ગૌતમના બે અગ્ર શિષ્યો, જુઓ, મારે શરણે આવી રહ્યા છે!"

કોકાલિકે એને સારિપુત્ર ને મૌદ્ગલ્યાયનનો વિશ્વાસ

ન કરવા ચેતવ્યો, પણ તેણે આત્મપ્રેમના આવેશમાં તે ગણકાર્યું નહિ. સારિપુત્ર ને મૌદ્ગલ્યાયન ભિક્ષુઓની બેઠકો વચ્ચેની કેડીમાં થઈને પાસે આવ્યા અને સસ્મિત વદને દેવદત્તને વંદન કર્યું. દેવદત્તનો આનંદ આજે અત્યારે ક્યાંય માતો ન હતો. તેણે એમને પોતાની પાસે અર્ધે આસને બેસવા કહ્યું, પણ તેમ ન કરતાં તેઓ તેની પાટ આગળ નીચે બેસી ગયા. દેવદત્તે મોડી રાત સુધી ઉપદેશ આપ્યા કર્યો. સારિપુત્ર ધ્યાનપૂર્વક તેનું નિરીક્ષણ કરતો હતો. તેને લાગ્યું કે ઉપદેશ આપતી વેળા એ બુદ્ધ ભગવાનના જ હાવભાવ, ઉચ્ચારણ, ભાષા આદિનું પૂરેપૂરું અનુકરણ કરતો હતો. પછી દેવદત્તે તેમને સંબોધીને કહ્યું: "મારી પીઠ જરા સણકે છે. હવે હું જરા આડો થાઉં. તમે આ નિર્વાણ-વાંછુઓને ઉપદેશ કરો." અને તરત જ આ બાબતમાં પણ તથાગતનું અનુકરણ કરી જમણે પડખે સૂઈ જવાની તૈયારી કરવા માંડી. સારિપુત્રે ઉત્તર વાળ્યો: "ગોધિપુત્ર, અમે આ ભિક્ષુઓને ઉપદેશ આપવા દેવાની માગણી તમારી પાસે કરવાના જ હતા—એને સારુ જ અમે આવ્યા છીએ—પણ પ્રથમથી કહી દઈએ કે, એ ઉપદેશ ભગવાન તથાગતના માર્ગનો જ છે."

"કંઈ હરકત નહિ," નીંદરભરી આંખે દેવદત્તે જવાબ આપ્યો. પછી તરત જ ખડખડાટ હસી પડી બોલ્યો: "એમ માનો છો તમે, કે સત્ય ધર્મનું જ્ઞાન જેને થયું છે અને તીવ્ર છે વૈરાગ્ય જેનો એવા આ મારા ભિક્ષુઓને તમે શ્રમણ ગૌતમના સંઘમાં પાછા જવા સમજાવી શકશો? ને મારા પ્રવચન પછી? જાઓ, ફાવે તેવો ઉપદેશ આપવાની તમને

છુટ્ટી છે, પછી કાંઈ?"

દેવદત્તનો આ અડગ આત્મવિશ્વાસ તેના સાથી કોકાલિકને ગમ્યો નહિ. એ એક શ્વાસે બોલી ઊઠયોઃ "અરે, અરે, શું કરી રહ્યા છો તમે? ભાન છે?"

"આકળા ન થાઓ, કોકાલિક, એ કંઈ કરી શકવાના નથી. આપણા ભિક્ષુઓ અડગ છે. જો જો તો ખરા, એ બેઉ પણ પાછા જવાના નથી, અહીં જ રહી જશે," કહી દેવદત્તે આંખો મીંચી. થોડીવારમાં એ ઘસઘસાટ ઊંઘવા મંડી ગયો.

સારિપુત્ર અને મૌદ્ગલ્યાયને હવે મોકળે મને પોતાનું કાર્ય આરંભ્યું. સારિપુત્રે વ્યાખ્યાનચમત્કારથી અને મૌદ્ગલ્યાયને યોગબલના ચમત્કારથી ઉપસ્થિત ભિક્ષુઓને પોતાને અભિમુખ કર્યા અને ભગવાન બુદ્ધનાં મંતવ્યો ધીરે ધીરે સમજાવવા માંડયાં. પછી તો રોજ આ પ્રમાણે પોતાના વ્યાખ્યાન પછી એમને વ્યાખ્યાન કરવાનું દેવદત્ત કહે અને પોતે સૂઈ જાય એમ બનવા લાગ્યું. બુદ્ધ ભગવાનના એ પ્રિય શિષ્યોની શાંત સાત્ત્વિક છટાથી ચાલતી વાગ્ધારાએ અને તેમના જ્ઞાનગાંભીર્યે નવભિક્ષુઓને ધીમે ધીમે વશ કરવા માંડયા. એ નવભિક્ષુઓ વૈરાગ્યના આવેશમાં દેવદત્ત સાથે ચાલી તો નીકળ્યા, પણ ધીમે ધીમે દેવદત્ત કરતાં સમુદ્રદત્ત અને કોકાલિકનો કરપ વધતો જોતાં અને તેમના કઠોર દેહદમનના માર્ગે જવાનો સ્વાદ ચાખતાં ભગવાન બુદ્ધના સંઘમાંનું પોતાનું જીવન સંભારવા મંડયા હતા. એવામાં આ બંને શ્રમણવરોનું આવવું થયું. આમ એમના ઉપદેશને માટે એ તૈયાર જ હતા. દિવસે નવરાશ

મેળવીને ભિક્ષુઓ એમની પાસે આવી પ્રશ્નો પૂછવા લાગ્યા અને સમાધાન સંતોષ મેળવવા લાગ્યા. આમ ચાર દિવસ વીતી ગયા.

પાંચમે દિવસે સવારના પ્રવચન વેળા દેવદત્તના પ્રવચનની પૂર્ણાહુતિ થઈ કે તરત જ મૌદ્ગલ્યાયને ઊભા થઈ કહ્યું: "ધર્મપ્રિય ભિક્ષુઓ, આટલું સાંભળી લો. આ છેલ્લા ચાર દિવસમાં ભગવાન બુદ્ધનો ધર્મ આવડ્યો તેવો અમે તમને સમજાવ્યો છે. હવે—"

"મૌદ્ગલ્યાયન—" દેવદત્તે તેને અટકાવ્યો.

"ક્ષમા કરો, હવે તો મને પૂરું બોલી લેવા દો. તથાગતનું દૃષ્ટિબિંદુ અકલુષિત નિર્મળ ચિત્તથી જાણવાની તક, તમે એમને લઈ ચાલ્યા ત્યારે, તેમને મળી જ નહોતી. એ અમે તેમને સમજાવ્યું છે. હવે તો એ જાણ્યા પછી એમનો નિર્ણય અત્યારે, અબઘડી, માગી લેવો છે," કહી મોદ્ગલ્યાયન ભિક્ષુઓ તરફ ફર્યા અને તેમને સંબોધવાનું જારી રાખ્યું:

"ત્યારે, આયુષ્યમાનો, તમે ગોધિપુત્રનેય સાંભળ્યા છે ને તથાગતનો ધર્મસંદેશ પણ અમારી રંકોની દ્વારા કંઈક સાંભળ્યો. તમારે એ બેમાંથી કોને અનુસરવું એ તમે જ હવે નક્કી કરો. તથાગત તો પોતાના ધર્મને एहिपश्यक धर्म કહે છે. આવો, જુઓ ને પ્રતીતિ થાય તો સ્વીકારો. તમે બંનેનો અનુભવ લીધો છે. હવે તમારી જે પ્રતીતિ થઈ હોય તે મુજબ વર્તવાનું તમને કહું છું. જાણો છો, પ્રિય બંધુઓ, ભગવાન તથાગતે તમારી વિદાયની ખબર જાણીને શું કહ્યું હતું : એમણે સજળ નયને ને આર્દ્ર હૈયે આટલું

જ કહ્યું કે, 'અરેરે, પેલાઓ ખાડામાં પડશે! તેમને કોણ ઉગારે?' તમારા કલ્યાણની જ ચિન્તાએ એમની પાસે આમ બોલાવ્યું. ને અમે અહીં આવવા રજા માગી ત્યારે એ પરમ કૃપાળુએ તમને આટલો સંદેશો મોકલ્યો છે—"

"કે?" અધ્ધર શ્વાસે દેવદત્તથી બોલી જવાયું.

"કે, 'ભિક્ષુઓ, જ્યાં હો ત્યાં તમને ધર્મલાભ હોજો, અને કદીકને તમને પાછા આવવાની જરૂર જણાય ત્યારે આ તથાગતનાં હૃદયનાં દ્વાર વાસેલાં નહિ જુઓ.'" સારિપુત્રે ઊભા થઈ કહ્યું. સારિપુત્રે પળવાર એની અસર થવા દીધી અને પછી તરત જ કહ્યું: "દેવાનુપ્રિયો, અમે હવે એ પરમ કારુણિક ભગવાન પાસે જઈએ છીએ. તમારો નિર્ણય અમારે જાણી લેવો છે, જેથી ભગવાનને નિવેદિત કરાય કે—"

"નિવેદિત કરવાની કંઈ જરૂર નથી. અમે સાથે જ આવીએ છીએ." વજ્જીપુત્રોના એક આગેવાન ભિક્ષુએ ઊભા થઈ ઉત્તર વાળ્યો. પછી તે બધા ભિક્ષુઓ તરફ ફરી બોલ્યો: "ચાલો, બંધુઓ, તથાગત પાસે. એમનો ધર્મ પસંદ કરતા હોય તે સૌ થાઓ તૈયાર!"

ભિક્ષુવૃંદ એકદમ ઊભું થઈ ગયું. ગણ્યાગાંઠ્યા ભિક્ષુઓ જ બેઠા રહ્યા. એક મુક્તકંઠી ઘોષણા ઊઠી: "ભગવાન બુદ્ધનો જય, ધર્મનો જય, સંઘનો જય!"

દેવદત્તનો ચહેરો ધોળો પૂણી જેવો થઈ ગયો. એની જીભ પર એક પણ શબ્દ આવ્યો નહિ. વંદન કરીને પોતાની પાસેથી મૂંગા મૂંગા ચાલ્યા જતા એક પછી એક ભિક્ષુઓને ફાટી આંખે તે જોઈ રહ્યો. આખરે કોકાલિકે તેને ઢંઢોળ્યો ને કહ્યું: "હું પણ જાઉં છું, મહાત્મન્!"

"હેં !" એથી વિશેષ દેવદત્તથી બોલાયું નહિ. એનો ચહેરો પ્રશ્ન, આશ્ચર્ય, વિકળતા, અને ડૂબતા માણસની આખરી નિરાશાના ભાવોનું સંગ્રહસ્થાન બની ગયો હતો.

"હા, હું પણ જઉં છું. પેલા ભિક્ષુઓની માફક મેં પણ મૂર્ખ સાથી શોધવામાં ભૂલ કરી. એ બિચારા જીવોને હતી નિર્વાણની કામના, મને હતી મારા તપસ્યામાર્ગના પ્રચારની નેમ, પણ ઓ ગુરુદ્રોહી, તને હતી માત્ર મહંતાઈની જ લાલસા. મારે મારા કાર્ય માટે ફરી મથવું રહ્યું. નમસ્તે !" કહી કોકાલિકે ચાલવા માંડયું.

સમુદ્રદત્ત પણ મૂંગો મૂંગો તેની પાછળ ચાલ્યો. એને અટકાવવાની કે સંબોધવાની શક્તિ હવે દેવદત્તમાં રહી ન હતી.

બીજા બુદ્ધ બની સંઘશાસ્તા બનવાનું હાથમાં આવેલું સ્વપ્ન નંદવાતું હતું; તે સાથે પોતાના હૃદયના પણ ચૂરા થતા તેણે અનુભવ્યા.

તેણે નિરાશામાં માથું કૂટયું. બીજી જ પળે ધબ દઈને મૂર્છા ખાઈ તે નીચે પડયો.

# જાતિવિલોપન*

[ ૧ ]

'જય સરસતે.' 'જય સાંબ સદાશિવ'ના અર્ધ શુદ્ધ અને અર્ધ અશુદ્ધ ઉચ્ચાર કરતો એક બ્રાહ્મણ, સવારના પહોરમાં વહેલાં, સરસ્વતી નદીના કાંઠે આવેલા ઘાટના પગથિયાં ઉતાવળથી ચડી રહ્યો હતો. અને હાથમાંના ભીનાં ટૂંકા ધોતિયાના ગોટાને વળ દઈને નીચોવી રહ્યો હતો. પગથિયાં ચડી તે રૂદ્રમહાલયના વિશાળ ચોકમાં આવ્યો. અને 'જય ભોળાનાથ'નો ભયમિશ્રિત સ્વરવાળો તેના મુખમાંથી સરેલો શબ્દ મહાલયની ત્રણે બાજુની રૂપચોકિયો સાથે અથડાઈ, રંગમંડપમાં પ્રતિઘોષ પાડી રહ્યો.

વચ્ચેના કીર્તિસ્તંભ પરની નાગદંતી સામે નજર નાખી ન નાખી, ઉતાવળો ઉતાવળો તે ગભારામાં જઈ પહોંચ્યો અને પાર્વતીપતિની મૂર્તિ સમક્ષ બે હાથ જોડી

---

* અલ્લાઉદ્દીન ખીલજીના સમયમાં, સિદ્ધપુર ગામમાં 'રાજારામ ઠાકર' કરીને અત્યંત જાણીતા એક કથાકાર હતા. અસાઈત્ત ઠાકર તેનો પુત્ર થાય. અસાઈત્ત ઠાકર

ધ્રૂજતા સ્વરે ગણગણવા લાગ્યો. રંગમંડપમાંથી કોઈ મહા-દેવ–ભક્ત ગવૈયાના કંઠમાંથી ભૈરવી રાગની ઝલક વાતા-વરણને છાઈ રહી હતી; તોપણ જાણે કોઈ પોતાની આજુબાજુ છે જ નહિ એ રીતે ધીમે ધીમે તેના ઉચ્ચારો સ્પષ્ટ શબ્દદેહે સરવા લાગ્યા.

'બાપજી! આપ રખેવાળ છો. આજ હેમાળા-પટેલની રોજડી થઈ; કાલે કોની નહિ થાય; ભોળાનાથ! લાજ રાખશો એની રહેશે.'

વાક્ય સાંભળતાં જ જાણે કે, પેલા ભક્ત–ગવૈયાનું

---

કવિ હતો, વક્તા હતો અને ગવૈયો પણ હતો. તેનું કંઠ-માધુર્ય અજબ હતું. મૂળે તો તે ઔદિચ્ય બ્રાહ્મણ, પણ હેમાળા પટેલની દીકરી સાથે, એક ભાણે બેસી જમવા બદલ સિદ્ધપુરની ને ઊંઝાની સમસ્ત જ્ઞાતિએ તેને નાતબહાર મૂક્યો. આથી તેના શિષ્ય હેમાળા પટેલે ઠાકરને રહેવા માટે મકાન આપ્યું, ને પોતાની જમીનમાંથી થોડીક જમીન બક્ષિસ તરીકે આપી. આમ ઊંઝામાં નિવાસ કરી, નાતના બહિષ્કારને જરાયે મચક ન આપતા ઠાકરે, પોતાની પહેલાંની પ્રવૃત્તિઓ ચાલુ રાખી; ભવાઇના ત્રણસો ને સાઠ વેશો લખ્યા અને પુત્રોની મદદથી ભજવવા શરૂ કર્યા. આથી ભવાઈસાહિત્યના આદ્યકર્તા તરીકેનો યશ, અત્યારે તો અસાઇત્ત ઠાકરને ભાગે જાય છે. ઠાકરને ત્રણ પુત્રો હતા. એ ત્રણ પુત્રોનાં ત્રણ ઘર પરથી ઠાકરકુટુંબ ધીમે ધીમે ઊંઝામાં 'ત્રણ ઘરાળા' તરીકે ઓળખાવા માંડ્યું; જેમાંથી અપભ્રંશ થઈ 'તરગાળા' શબ્દ એક જ્ઞાતિના સૂચક તરીકે વ્યવહારમાં આવ્યો; એટલે આજ તરગાળા જ્ઞાતિના આદ્ય પુરુષ તરીકેનું માન પણ 'ઠાકર'ને મળે છે. આ વાર્તાની વસ્તુ શ્રી જયશંકર ભૂધરભાઈ (સુંદરી)ના 'ભવાઈ અને તરગાળા' નામના લેખમાંથી લીધી છે.

ગીત થંભી ગયું. ભૈરવી રાગના આછા પડછંદા જ રંગમંડપમાં ઘૂમી રહ્યા. કંઠમાંથી વહેતા સંગીતનો પ્રવાહ બંધ થયો અને તેના કાન સરવા થયા. પણ બ્રાહ્મણને કંઈ બોલતો ન સાંભળી તે વિચારમાં પડ્યો. થોડી વાર પછી બ્રાહ્મણે મસ્તક નમાવી પાછે પગલે થોડુંક ચાલી, પીઠ ફેરવી કે તરત તેના ખભા પર હાથ મૂકી પેલા ભક્તે પૂછ્યું:

'ભાઈ! કોની લાજ રાખવાનું કહેતા હતા?'

'અમારી લાજ. બીજા કોની?' બ્રાહ્મણે જવાબ આપતાં જરા કંપ અનુભવ્યો.

'પણ તમે તો હેમાળા પટેલ માટે કાંઈક બોલતા હતા ને?'

'તમને ખબર નથી?'

'ના.'

'અરે મારા ભાઈ! આ દુનિયાભરમાંથી ધરમ રસાતાળ જતો રહ્યો; અને પરશુરામનો ક્યાંય શોધ્યો જડતો નથી. બ્રાહ્મણના હૃદયને હળવું થવા માટે અવકાશ મળ્યો.

'પણ છે શું?' ભક્ત-ગવૈયાએ પૂછ્યું.

'હોય શું વળી? બોલ્યા યવનોએ કાળો કેર મચાવ્યો. હેમાળા પટેલની દીકરી ગંગાને ગઈ કાલે સાંજે ઉપાડી જનાનખાનામાં લઈ ગયા. ગિંઝામાં અરેરાટી ફેલાઈ ગઈ છે. કોઈના ધનની સલામતી નથી; બેનદીકરિયુંની આબરૂની પણ સલામતી નથી.' બ્રાહ્મણે બોલતાં બોલતાં, પોતાની સામેના ગભારામાંની વિશ્વના સંહારકની મૂર્તિ સમક્ષ ફરી બે હાથ જોડ્યા: 'જય સામ્બ સદાશિવ! કળજગનો જનમ હવે થઈ ચૂક્યો.'

વાત સાંભળી ભક્તની રુવાંટી ખડી થઈ ગઈ. હેમાળા પટેલ તો પોતાનો ચુસ્ત શિષ્ય—બાર મહિને બે મહિના તેને ત્યાં પોતાના ધામા હોય જ—ગંગા એની એકની એક દીકરી—રૂપનો તો અંબાર જાણે—આખા ગુજરાતમાં એની જોડી ન મળે. અલ્લાઉદ્દીન ખીલજીનો સરદાર જહાનરોઝ હજુ ગઈ કાલે સવારે જ સિદ્ધપુરના પાદરથી પસાર થયેલો—તેની જ આ તલપ હોવી જોઈએ !

તે વધુ વિચારી ન શક્યો. તેની આંખો જરા ભીની થઈ ગઈ. મૂળરાજ સોલંકીએ બંધાવેલા અને સિદ્ધરાજે જિર્ણોદ્ધાર કરાવેલા રૂદ્રમહાલયના ખૂણેખાંચરે તેની નજર ફરી વળી. તેની આસપાસના રંગમંડપની અષ્ટકોણ રચના તેને ફરતી લાગી. રંગમંડપના ત્રણ બાજુના ત્રણ ભવ્ય કીર્તિસ્તંભો ઉપરના તોરણોને ટેકવતી નાગદંતીઓ જાણે ગંભીર સ્વર છેડી રહી હોય એવો તેને ભાસ થયો. લગભગ પચીસ હાથની ઊંચાઈવાળા કીર્તિસ્તંભો અને ત્રણ માળની દેખાતી ઊંચાઈવાળા મહાલય પર યવનોનો હાથ ફરવા છતાં રહીસહી તેની ભવ્યતા તેને ખંડિત થતી જણાઈ. એ જ પરદેશીઓએ સપાદલક્ષના રાજા હમીરનો ગઈ કાલે વધ કર્યો હતો; ચિત્રકૂટ દુર્ગના રાજાને કેદ કર્યો હતો; માળવાનો રાજા કિલ્લામાં ભરાઈને જ મરણને શરણ થયો હતો અને કર્ણ વાઘેલો! ગીચ જંગલોમાં રખડીરવડી જીવનની છેલ્લી હવા લેતો હતો. એનો જ સરદાર જહાનરોઝ! તેના હાથમાંથી પોતાના શિષ્ય હેમાળાની પુત્રી શી રીતે છૂટે? આજે તો નક્કી તેના ધર્મથી એ ભ્રષ્ટ થવાની! તેની આંખે અંધારા આવ્યા. તે બેસી ગયો: આંખો ઉઘાડી: બ્રાહ્મણ સામે

જોયું, બ્રાહ્મણ નહોતો : સરસ્વતીતીરે વિશાળ ચોકમાં આવી ઘાટ પર નજર નાખી—ત્યાંયે નહોતો. કુંવારી સરસ્વતીના નીર પૂર્ણ સ્વસ્થતાથી વહી રહ્યાં હતાં.

કપાળે તેણે હાથ ફેરવ્યો; એક ક્ષણમાં ઊંઝા જવાનો નિશ્ચય કર્યો; ઘેર જવાનું માંડી વાળ્યું અને ઘાટ પર ઊભા રહી ભવ્ય રૂદ્રમહાલયને મનથી નમસ્કાર કર્યાં. ઘડીભર તે ખંચકાયો; પગ ભારે થતા લાગ્યા; પણ કંઈ પણ કુશંકા કર્યા વગર તે ઊંઝાને પંથે વળ્યો. આ ભક્ત-ગવૈયાનું નામ હતું અસાઈત ઠાકર—સિદ્ધપુરનો ઔદિચ્ય બ્રાહ્મણ અને ઉત્તર ગુજરાતનો પ્રખ્યાત ગવૈયો. મહાદેવનો તે ચુસ્ત ભક્ત પણ હતો.

[ ૨ ]

ઉમાએ શિવને રીઝવવા ભીલડીનો વેશ સજી જે પરિ-શ્રમ સેવ્યો હતો તેનાં કરતાંય વધુ પરિશ્રમ અસાઈત ઠાકરે, આજે ઊંઝાને પાદર સેવ્યો હતો. ઊંઝા ગામના વડેરાંઓ અને છોટેરાંઓ—જે કોઈ ત્યાં હાજર હતું તેનાં મસ્તક ડોલી રહ્યાં હતાં. 'વાહ વાહ'ના શબ્દોચ્ચાર અવારનવાર તેમના મુખમાંથી સરી પડતા હતા; અને એમના પ્રશંસાના ધ્વનિ ઝીલતો અસાઈત ઠાકર વધુ ને વધુ રંગ જમાવતો હતો. નાતજાતમાં માનનાર. અને એમાં જ રચ્યાપચ્યા રહેનાર ઊંઝાના આગેવાનો નાતજાતનો ભેદ ભૂલી ગયા હતા; એક-ધારા વહેતા સંગીતપ્રવાહમાં જાણે માનવતા નાહીને તરબોળ થઈ રહી હતી.

ઊંઝા ગામને પાદર જાણે બીજું એક નાનકડું ગામ વસી ગયું હતું. લીલી કંચન જેવી હરિયાળી ભૂમિ પર, દરિયાની સપાટી પર મોજાં ઊછળતાં હોય તેમ, રાવટી-ઓનાં ઉપરના ભાગ ઊછળી રહ્યા હતા. આવી રાવટીઓની વચ્ચે એક સુશોભિત તંબુ તણાઈ ગયો હતો; અને તેની અંદર મુસ્લિમ સરદાર જહાનરોઝ સમક્ષ સંગીતનો જલસો જામ્યો હતો. ઊંઝાએ, કદી ન સાંભળ્યું હોય એવું સંગીત રેલાઈ રહ્યું હતું. અસાઈત ઠાકરના કંઠની ઝલક વધુ ને વધુ ઘેરી બનતી જતી હતી. અર્બુદાચળના ઉત્તુંગ શિખરો પર અથડાઈ અથડાઈને પાછો ફરતો અનિલ, તંબૂમાં પ્રવેશી, રસજ્ઞોને સ્પર્શી સ્પર્શી, સંગીતની મોજ માણી રહ્યો હતો. જહાનરોઝ સરદાર મંત્રમુગ્ધ થયા હતા; પણ એ સ્વરોમાં છુપાઈ રહેલ અને કો દર્દી જ પિછાની શકે તેવી દિલની ગુહ્ય વેદનાનું દર્દ વાતાવરણને કરુણતા અર્પી રહ્યું હતું. પવનથી ઊંચા નીચા થતી કપડાની છતની ચિરાડમાંથી સપ્તર્ષિઓ પણ ક્વચિત્ ક્વચિત્ ડોકિયું કરી રહ્યા હતા.

મધરાત થવા આવી; હરણિયું માથે આવી ગયું અને ઠાકુરે કાનડાને ઉપાડ્યો; પણ એટલામાં સૌની અજાયબી વચ્ચે હેમાળા પટેલ પ્રવેશ્યા. જાડા કપડામાં છુપાયેલો તેમનો ગૌરવર્ણો દેહ વધુ પડતો બહાર આવવા મથી રહ્યો હતો. બબ્બે બેવડ્યોવડ નાખેલ કાળિયાને ઠીક કરતા કરતા, હેમાળા પટેલ આગળ વધ્યા. અને બીકના માર્યા, માત્ર ખુશામત કરવાને આવેલા કેટલાક ઔદિચ્ય બ્રાહ્મણોએ, શ્રાવકોએ, વૈષ્ણવોએ અને પટેલિયાઓએ તેમને આગળ જવાનો રસ્તો કરી દીધો. હેમાળા પટેલ છેક

જહાનરોઝની બેઠક પાસે પહોંચી ગયા.

'કૌન, હેમાળા પટલ ?' જહાનરોઝે પટેલને ઓળખી જઈ, આવકાર આપ્યો. 'આઈએ, આઈએ' કહી તેમને પોતાની બાજુમાં બેઠક આપી.

'જી,' કહી હેમાળા પટેલે નમસ્કાર કર્યા.

તંબુમાંની કેટલીક વ્યક્તિઓ હેમાળા પટેલની હાજરી જોઈ સ્તબ્ધ બની ગઈ, અને વિચારમાં પડી. અસાઈત્ત ઠાકરે, પોતાના માનીતા શિષ્ય અને ભક્તનું આગમન થવા છતા, જાણે કશું બન્યું જ નથી તેમ ફરી કાનડાને છેડ્યો અને ક્ષણ માત્રમાં પહેલાના જેવી જ નીરવતા પથરાઈ ગઈ.

પરંતુ સૌની નજર ઠરી હતી હેમાળા પટેલ ઉપર. માથે વિપત્તિ આવી પડવા છતાં, દુશ્મનની જ બોડમાં ધૈર્યપૂર્વક અને અડગ શાંતિથી તેમને આવેલા જોઈ દુશ્મનોની નજર પણ સ્થિર થઈ ગઈ.

જહાનરોઝ સરદારને પટેલનો સહકાર પહેલેથી જ જોઈતા હતા—જો પહેલેથી જ પટેલનો સહકાર મળ્યો હોત તો ગંગા માટે કરેલી ધમાલ પણ ન કરવી પડત. આથી સરદારને મન જાણે ઘેર બેઠા 'ગંગા' આવી હતી.

ઠાકરે ઘડીમાં હેમાળા પટેલ તો ઘડીમાં સરદાર સામે જોઈ જોઈ, કંઠને મલાવવો શરૂ કર્યો. તેનાં કંઠનું માધુર્ય અને કોમળતા શ્રોતાઓને એકરંગે રંગી રહ્યાં. કોઈ જાદુગરની મોરલીએ ફણીધર ડોલે તેમ જહાનરોઝ ડોલી રહ્યો; —જેલાં આકર્ષાય તેમ શ્રોતાઓ ખેંચાઈ રહ્યા. કાનડાની ઝલક સૌને મુગ્ધ કરી રહી હતી.

અને જ્યારે મધરાતે છેલ્લું ચરણ ઠાકરે પૂરું કર્યું,

ત્યારે સૌના મોંમાંથી 'અદ્‌ભુત, અદ્‌ભુત' શબ્દો સરી પડ્યા. નાનકડી મિજલસ પૂરી થઈ. સૌ એક પછી એક ઊઠી ઊઠી ચાલતા થયા. કેટલાક ચાલતા ચાલતા પાછા વળી, પટેલ તરફ નજર નાખતા ગયા. કોઈના મોંમાંથી 'જિંદગીમાં ધૂળ પડી' જેવા ઉચ્ચાર નીકળવા લાગ્યા. હેમાળા પટેલ ઊભા થયા, પણ સરદારે હાથ ખેંચી પોતાની નજદીક બેસાડ્યા અને અર્ધું ઉર્દૂ, પા હિંદી અને પા રજપૂતાની ભાષામાં કહ્યું: 'ક્યું ઇતને જલ્દી?'

અસાઈત ઠાકરે, કપાળ પરનાં પ્રસ્વેદબિંદુઓ લૂછતા લૂછતા, સરદાર પાસે આવી સલામ કરી અને વિદાય માગી.

જહાનરોઝે સંગીતના ઘણાય જલસાઓ જોયા હતા, દિલ્હીની કેટલીયે નાચનારીઓ ને હુસ્નપરીઓની મિજલસોનો રંગ તેણે માણ્યો હતો; પણ ઠાકરના સ્વરમાધુર્યે તેની ભૂતકાળની સ્મૃતિ પર પડદો નાખી દીધો. 'ખૂબ ફી' શબ્દ જ તેના મનમાં વારંવાર ઘુંટાવા લાગ્યો. વળી હેમાળા પટેલની હાજરીએ મુસલમાન સરદારમાં ઓર રંગ આણ્યો. તેણે અચાનક કહ્યું:

'ઠાકર! મુઝે આપકે સુરુદસે નિહાયત ખુશી હાસિલ હુઈ હૈ. આપ મુજસે ઇનામ તલબ કર સકતે હૈં.'

'સરદારજી! એમાં શી નવાઈ આપને દેખાડી છે! ઇશ્વરે મને કોમળ કંઠ આપ્યો; તેનો ઉપયોગ મેં કરી જાણ્યો; મને તો આનંદ થાય છે કે આપ સંગીતની કદર કરી શક્યા.'

'વો તો ઠીક, લેકિન મુઝસે ઇનામ તલબ કર લો. મૈં આપસે ખુશ હુઆ હું.' મુસલમાન સરદારે, સામે એક નિસ્પૃહી વ્યક્તિને જોઈ, પોતાના વાક્ય પર બમણું જોર

દીધું, અને હેમાળા પટેલના મુખ પરના ભાવ જોતા તેની સામે નજર કરી.

'શું માગું ?' ઠાકરે અત્યંત નમનતાઈ દાખવી. 'માગું છું ફક્ત આપની રહમનજર !'

'રહમનજર તો હૈ હી; લેકિન આજ આપકુ કુછ ન કુછ મંગના તો પડેગા હી.' સરદારે ફરી વખત પટેલ સામું જોઈને કહ્યું: 'ક્યું પટલજી ! બોલતે ક્યું નહિ ?'

હેમાળા પટેલે કાંઈ જવાબ ન આપ્યો; એટલે સરદારે ફરી વખત કહ્યું: 'દિલમાં આવે તે માગો...ઇચ્છામાં આવે તે જાહેર કરો.'

'સરદારજી !' ઠાકરનો અવાજ જરા થડક્યો. 'હું માગીશ તે આપ નહિ આપી શકો.' વાક્ય પૂરું કરતાં પહેલાં ઠાકરે પટેલ તરફ નજર કરી; પટેલે નજર ફેરવી લીધી.

'હું કહું છું કે મરજીમાં આવે તે માગી લો.'

'આપને ફરી વખત કહું છું કે આપ મારી માગણીથી નાખુશ થશો.'

'સલ્તનત તો નહિ મંગેગા ને !' સરદારે એક સરમુખત્યારની અદાથી કહ્યું.

'જી ના !'

'તો ક્યા દિલ્હી કી હુસ્નપરી ?'

'એ શું બોલ્યા !' ઠાકરે ઉતાવળથી જ પ્રત્યુત્તર આપ્યો.

'તો પછી ઇચ્છામાં આવે તે માગી લો.'

'ઠીક, જેવી આપની મરજી,' કહી ઠાકરે ઊંચે આકાશ તરફ મીટ માંડી. તંબુના મથાળેના થોડા ખુલ્લા ભાગમાંથી નમતા હરણિયાનું દર્શન ઠાકર કરી શક્યા.

'ચાલો, પછી રાત વહી જાય છે.' સરદારે ઉતાવળ કરી.

ઠાકરે ચારે બાજુ નજર કરી. પટેલ ને સરદાર સિવાય ત્યાં કોઈ નહોતું. તેણે બે હાથ જોડ્યા ને માગણી કરી: 'સરદારજી! જો આપ પ્રસન્ન થયા હો તો મારી દીકરી મને પાછી આપો.'

'તમારી દીકરી?'

'જી!'

'તમારી દીકરી? તમારી દીકરી કોણ?'

'ગંગા!'

હેમાળા પટેલ ચમક્યા. ઠાકરે ભારપૂર્વક પોતાની હાજરી મિજલસમાં જરૂરી માની હતી એનું કારણ પટેલને સમજાયું. આથી પોતાની ચમકને તેમણે દબાવી દીધી. સરદારે પટેલ તરફ આડનજરે જોયું, પણ તેમના મોં પર કંઈ ફેરફાર ન દેખાયો.

'તમે તો બ્રાહ્મણ છો, ને એ પટેલની લડકી છે.' સરદારે વાતને પકડવા સ્પષ્ટતા કરી.

'એમાં આપની સમજફેર છે. ગંગા મારી દીકરી છે. 'પટેલની દીકરી છે,' એ વાત તો કોઈ મારા દુશ્મને આપને ઠસાવી લાગે છે.'

શો જવાબ આપવો તેની સરદારને સૂઝ ન પડી. જે ઉમળકાથી તે પટેલને આવકારી રહ્યો હતો, તે ઉમળકાનું પૂર ઓસરી ગયું. પોતે વચનથી બંધાઈ ચૂક્યો હતો. ઘડીભર થયું કે 'વચન ગયું જહાન્નમમાં.' પણ તરત જ વચ્ચેથી કાંઈ નીવેડો કઢાશે એમ વિચારી જવાબ આપ્યો:

'ઠાકર ! જો ગંગા તમારી જ દીકરી હશે તો ખાતરી કરી કાલે તમને સુપરત કરવામાં આવશે. ત્યાંસુધી તેને ઊની આંચ પણ નહિ આવે.' કહી સરદાર ઊભો થયો, અને પોતાના તંબુ ભણી ચાલ્યો; પરંતુ ચાલતા ચાલતા પાછા ફરી કહ્યું: '...પણ જો ગંગા આપની દીકરી છે એવું સાબિત ન થાય તો ?'

'આપ ચાહે તે શિક્ષા કરી શકો છો.' ઠાકરે હિંમતપૂર્વક સરદારના વાક્યનો જવાબ વાળ્યો.

[ ૩ ]

બીજે દિવસે ઊંઝામાં ભારે ખળભળાટ મચી ગયો. ગામની એકેએક સ્ત્રી—રૂપાળી કે કૂબડી—ઘરમાં પુરાઈ ગઈ. કિલ્લોલતા કૂવાકાંઠાઓ નિર્જન થઈ ગયા; કોમળ કંઠે ગાજતો કૂવો પુરુષોના કર્કશ અવાજના પડઘા પાડી રહ્યો. એક દિવસમાં ગામમાં આટલો બધો ફેરફાર! પડદાની પદ્ધતિ હતી દિલ્હીમાં, પણ એક જ રાતમાં તેણે ઊંઝા ને આસપાસનાં ગામો પર જાણે કબજો મેળવી લીધો.

જલાનરોઝ સરદારે આજે ગામના આગેવાનોને પોતાના તંબુએ બોલાવ્યા હતા. સોઢાક વકતુર, લંદૂક, હરપાલ ગામપટેલ—સૌ વખત પહેલાં ગામને પાદર સરદારના તંબુમાં હાજર થઈ ગયા હતા.

'લંદૂક શેઠ ! શો જવાબ આપવાનું નક્કી કર્યું છે ?' સોઢાક વકતુરે વાતની શરૂઆત કરી.

'વિચાર શો હોય ? આ ઠાકરે વેણ નાખ્યું છે એ

સાચું છે કે ખોટું તેની સરદાર ખાતરી કરી જોશે.' લંઢૂકે જવાબ આપ્યો.

'શેઠ, ખરું કહું ? ખરું કહીએ તો ખોટું લાગે, પણ કડવું વેણ હિતેશરી જ કહે. હેમાળા પટેલને મેં કે દા'ડાનું કહ્યું'તું કે પટેલ રૂપને ઢાંકી દો, પણ એને ઢાંકણ મળ્યું જ નહિ.' ગામપટેલે પોતાની જ નાતના પટેલની અવળી વકીલાત શરૂ કરી.

'ઢાંકણ મળ્યું હત તોય અછતું ન રે'ત—પણ એને પટેલ સિવાય લે કોણ ?' સોઢાક વકતુરે મુસ્કેલી દેખાડી.

'ભાઈ, એ વાત પડતી મૂકો, ને સરદારને શો જવાબ આપવો તેની વાત કરો ને !' હરપાળે વાતને આડરસ્તે જતા થંભાવી.

'આપણે કહી દેવું કે તમને ઠીક લાગે તે કરો. તમે માલિક છો, ધારો એ કરી શકો.' સોઢાકે વાણિયાગત શરૂ કરી.

'એમ થાય ? તો તો હેમાળા પટેલનું નાક જ કપાય ને ! અને એનું નાક કપાય એટલે ઊંઝા ગામનું કપાયું સમજવું.' હરપાળે એક ઘા ને બે કટકાની નીતિ અખત્યાર કરી.

'એલા, એમાં ઊંઝાને શું ? એવી રખડતી પાંચસો ને પાંચ આવે ને જાય, એમાં ઊંઝાને શું ? દીકરી હેમાળા પટેલની ને ઉજાગરો આપણે ? કોઈ દી ટીપું પાણીય એના હાથનું પીધું છે ?' ગામપટેલે પાસો ફેંક્યો.

'પટેલ ! આપણાથી જૂઠું તો નહિ જ બોલાય.' હરપાળે પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી.

'તો પછી જવાબ એમ આપોને કે ગંગા હેમાળા

પટેલની જ દીકરી છે.' ગામપટેલે હિંમત કરીને કહ્યું. પોતાના દીકરા વેરે ગંગાનું માગું કરવા જતાં હેમાળા પટેલે તેનો તિરસ્કાર કર્યો હતો એ વાત ગામપટેલને બરાબર યાદ આવી.

'હં.' લંઢૂકે મિતાક્ષરીનો ઉપયોગ કર્યો.

'પણ પેલો ભામટો જુદું લઈ હાલ્યો છે, એનું શું ?' સોઢાકે નવી મુશ્કેલી રજૂ કરી.

'ભામટો ભલે એનું કૂટયા કરે ! આપણે તો સાફ સાફ કહી દેવું.' ગામપટેલે વાતના અંકોડાને જરા પણ ઢીલા ન પડવા દીધા.

'અને દીકરીની આબરૂ ?' હરપાળથી ન રહેવાયું એટલે તેણે વચ્ચે ઝંપલાવ્યું.

'પટેલિયાઓને વળી આબરૂ કેવી ?' ગામપટેલે જ જવાબ આપ્યો. 'અમારી નાતમાં ઘરઘરણું સુધ્ધાં થાય, તો પછી આમાં શો બાદ ? આ તો જનાનખાનામાં જશે જનાનખાનામાં.' હાથને લાંબો કરી પટેલે જનાનખાનાની ભવ્યતા દર્શાવવા લહેકો કર્યો. 'હવે આપણે શું કરવાના હતા ? એકની પાછળ ગામ આખાથી કાંઈ મરાય છે ? અને દીકરીને પારકે ઘેર દેવાની તો હતી જ ને ?'

'એમ કાંઈ વિચારાય ? ગમે તેમ તોય ગામની દીકરી.' હરપાળે કહ્યું.

'વાહ ! હેમાળા પટેલ કહે, 'મારી દીકરી.' ઠાકર કહે, 'મારી દીકરી, ને તમો કહો છો 'ગામની દીકરી.' હવે સાચું માનવું કોનું ?' સોઢાકે મજાક કરી, અને સૌ હસી પડયા.

'પણ બ્રાહ્મણે રંગ રાખ્યો હો !' લંઢૂકે પોતાનું

મંતવ્ય રજૂ કર્યું.

'એમાં ઠાકરનો શોય વિચાર હશે!' સોઢાકે વાક્ય એટલું ચીપીને કહ્યું કે વાક્યનો વ્યંગાર્થ સૌ કોઈ સહેલાઈથી સમજી શકે. 'ભલે, એનો વિચાર ગમે તે હોય, આપણી વતી જવાબ આપે ગામપટેલ, કે ગંગા હેમાળા પટેલની દીકરી છે.'

'એની ખાતરી?' લંઢૂકે દૂધમાંથી પોરો કાઢ્યો.

'ખાતરી? આપણી જબાન વળી.'

'સરદાર એમ નહિ માને.'

'તો?'

'એમ કરો...' પટેલની જોડે બેઠેલ સોઢાક વકતુરે કહ્યું. 'રામજીના મંદિરે ઠાકરના સોગન લેવરાવો.'

'અને સોગન લેશે તો?' ગામપટેલે શંકા કરી.

'તો પત્યું.' હરપાળ અને સોઢાકે સૂર મિલાવ્યો.

'એમ ન થાય,' કહી લંઢૂકે પટેલને પોતાની પાસે બોલાવ્યા, ને કાનમાં કાંઈ ગણગણાટ કર્યો.

'વાહ, રંગ રે રંગ,' કહેતા પટેલ પોતાને આસનેથી કૂદી ઊઠ્યા. 'રાવણના રાજ્યમાં વાણિયો નહિ એટલે જ એનું રાજ ગયું હો શેઠ!' પટેલે વાણિયાની પ્રશંસા કરી. 'તમારા જેવાની ત્યાં જ જરૂર હતી.'

'પટેલ! ત્યારે તમને ખાતરી આપું કે રામના રાજમાં હું કારભારી હતો.' વાણિયે ગૌરવપૂર્વક કહ્યું.

એવામાં જહાનરોઝે પ્રવેશ કર્યો, એટલે સૌએ ઊભા થઈ ને સરદારને શિખાઉ સલામો ભરી. આડીઅવળી વાતો કરી સરદારે જ પૂછ્યું: 'શેઠ! જાણે વાત તમે જાણો

છો, એટલે હું કહેતો નથી. હવે તમારી ફરજ છે કે તમારે ખરી હકીકત જાહેર કરવી. મેં સાંભળ્યું છે કે ગંગા હેમાળા પટેલની દીકરી છે. ઠાકર કહે છે કે તે મારી છે. મેં વચન આપી દીધું છે એટલે પાળવું તો પડશે જ. બોલો, શું કરવું ?'

'સરદારજી ! અમે ખાતરી આપીએ છીએ કે ગંગા હેમાળા પટેલની દીકરી છે.' ગામપટેલે અધીરાઈ દાખવી જવાબ આપ્યો.

'પરંતુ ઠાકર સોગનપૂર્વક કહે છે કે તે મારી દીકરી છે.' સરદારે કહ્યું.

'ગામ આખું સાક્ષી આપે તોય ?' પટેલે પ્રશ્ન કર્યો.

'એનો જવાબ ઠાકર એમ આપે છે કે ગામ આખું મારી વિરુદ્ધ છે. જુઓ ! મારે આજ સાંજે આંહીંથી ઊપડવું છે; એટલે આજે ને અત્યારે જ આ વાતનો નિવેડો આવી જાય તો સારું.'

'બીજી તો શી ખાતરી આપી શકીએ ?' લંઢૂકે અશક્તિ દર્શાવી.

'હું તમને એ જ પૂછું છું.' સરદારે જવાબ આપ્યો.

'તો એમ કરો !' લંઢૂકે, ખૂબ વિચારીને કહેતો હોય તે રીતે, સરદારના કાન સુધી પોતાનું મોં લઈ જઈ ધીમેથી થોડા શબ્દો કહ્યા. સરદારના મોં પર જરા સ્મિત તરવર્યું.

'હાં, હાં, એ ઠીક છે.' સરદારને ગળે આ વાત ઊતરી ગઈ; અને લંઢૂકની યુક્તિ સંબંધી તપાસ કરી, તેના વડે જ ઠાકરની માગણી સંતોષવાનો તેણે નિશ્ચય કર્યો.

[ ૪ ]

'ઠાકર! તમારી ગઈ કાલ રાતની જે માગણી છે. તેને સંતોષવા હું તૈયાર છું; પરંતુ એ પહેલાં તમારે મારી ઇચ્છાને માન આપવું પડશે.' સરદારે પોતાના તંબુમાં વિશાળ ગાલીચામાં પોતાની જાતને ટુંકાવી વાળેલી બેઠકે બેસતા કહ્યું. તેની સામે લંઠૂક, મોઠાક, હરપાળ, ગામ-પટેલ સૌએ બેઠક લીધી હતી.

'તો તો આપની ઇચ્છાને માન આપવું એ મારો ધર્મ થઈ પડશે.' અસાઈત્ત ઠાકરને ગામના આગેવાનોની સરદાર સાથેની ગોષ્ઠિની જરા સરખી ગંધ પણ નહોતી આવી; કારણકે વહેલી સવારથી તેને ગામને પાદર રોકાઈ રહેવું પડ્યું હતું.

'તમે કહ્યું કે ગંગા મારી દીકરી છે, ખરું!' સરદારે અવાજનો રણકો જરા બદલ્યો.

'જી!' ઠાકરે સરદારના અવાજમાં થયેલો ફેરફાર પારખ્યો; એટલે તે સાવધ થયો.

'ઠાકર! મને તમારા વચન પર જરા વહેમ જાય છે; એટલે મારે તેની વધુ ખાતરી કરવી પડશે—તમારે તેની ખાતરી કરી આપવી પડશે.'

'એ માટે મેં આપને કાલે રાત્રે જ જણાવી દીધું છે; અને ફરી વખત જણાવી લઉં કે, જો આપ આ ગામના આગેવાનો પર વિશ્વાસ રાખશો તો તેઓ ખોટી જ સાક્ષી પૂરશે.' ઠાકુરે પોતાની માગણી મજબૂત કરવાના ઉદ્દેશથી કહ્યું.

'આગેવાનોની વાત પર વિશ્વાસ કરું એવો હું અક્કલ-

મંદ નથી; પણ મને પોતાને શંકા થતી હોય તે સંબંધી તપાસ કરું ને !'

'ખુશીથી.' ઠાકરે ટૂંકમાં જવાબ આપ્યો.

'ત્યારે જુઓ ! ગંગા તમારી દીકરી છે, એમ મેં માની લીધું છે, અને ગંગાને તમને સુપરત કરવાનું હું ફરમાવું છું,' કહી સરદારે સિપાઈ સામે જોયું. સિપાઈ અદૃશ્ય થયો. આસપાસના પ્રેક્ષકો તેમની સમક્ષ ભજવાતી ભવાઈ નિહાળી રહ્યા. લંઠૂકને સમજ ન પડી કે શું થઈ રહ્યું છે અને સરદાર શું કરી રહેલ છે. ઘડીભર પહેલાં પોતાને ધમકાવતા ને પરીક્ષા લેવા ઇચ્છતા સરદારનું વલણ ઠાકરને પણ ન સમજાયું.

હુકમ સાંભળી, ઠાકરને અત્યંત આનંદ થયો; સરદારને સલામ કરી તેણે તેનો અભ્યંતર આભાર વ્યક્ત કર્યો.

થોડી વાર થઈ એટલે સરદારે પૂછ્યું: 'ઠાકર, તમે તો બ્રાહ્મણ, ખરું ?'

'જી !'

'અને હેમાળા પટલ ?'

'કુણબી.'

'બ્રાહ્મણ ઊંચા કે કુણબી ?'

'બ્રાહ્મણ.'

'બ્રાહ્મણ ને કુણબીને રોટીબેટી ખપે ?'

'જી ના. અમારા ગૂજરાતમાં નાતજાતના ભેદ બહુ છે. એમાં બ્રાહ્મણની જાત તો સૌથી ઊંચી કહેવાય. અમારે ત્યાં ઊંચી નાતવાળા તેનાથી ઊતરતી ગણાતી નાતની બેટી તો ન જ લે; પણ તેની સાથે રોટીનો વ્યવહાર પણ ન ખપે.'

‘અને કદાચ કોઈ એવો વ્યવહાર રાખે તો ?

‘તો એ ગુના બદલ તેને નાતબહાર મુકાવું પડે.’

સરદારની સહજ વાતોથી ઠાકરને કંઈ સંશય આવતો નહોતો.

‘નાતબહાર મુકાવાથી શું નુકસાન ?’ સરદારે જ પૂછ્યું.

‘દેહાંતદંડની સજા સારી, પણ નાતબહાર મુકાવું ખોટું. નાતબહાર થાય એટલે નાત એની સાથે રોટી કે બેટી—શાનોય વ્યવહાર ન રાખે—પાણી પીવાનોય વ્યવહાર ન રાખે : છેલ્લા શ્વાસ વેળા એવાને કોઈ પાણી પાનારુંય ન મળે. એનાથી એક ભવે બે ભવ કરવા પડે; જીવ રૌરવ નરકમાં પડે.’ ઠાકરે પોતાનું જ્ઞાન દર્શાવ્યું. પોતે કથા દ્વારા—ઉપદેશ દ્વારા—પોતાના મધુર કંઠથી જનતાને જેનો ઉપદેશ આપતો હતો તેનું સત્ત્વ છેલ્લા વાક્યમાં તેણે નીચોવ્યું; છેલ્લા વાક્ય દ્વારા ‘પોતે રૂઢિચુસ્તમાં રૂઢિચુસ્ત છે’ એ પણ જણાવી દીધું.

‘એમ !’ સરદારના મોં પર તેજની રેખા ચમકી. ‘નાતબહાર થવાનું આવું ભયંકર ફળ ? નાતવાળા કોઈ જાતનો સંબંધ ન રાખે એટલે પાણી પીવાનોય સંબંધ ન રાખે ?’ સરદારે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

‘જી, નાત ધારે તો તેવાના ઓછાયા પણ ન લે.’ ઠાકરે નાતબહારના શસ્ત્રની ઉગ્રતા બતાવી.

‘ઠાકર ! આવી ઉગ્ર સજા તમારા ગુજરાતમાં જ જણાય છે; પણ એ ભારે કહેવાય. ઠીક, કોઈની નાતમાં કોઈ ઓછું માથું મારી શકે છે ?’ સરદારે સામાન્ય વાતચીત કરતા હોય તેમ જણાવી ગામના ગૃહસ્થો સામે જોયું. ‘શેઠ ! ગંગા

હમણાં જ સુપરત થઈ સમજો. પણ લો ઠીક, યાદ આવ્યું. મેં કહ્યું કે હું માની લઉં છું કે ગંગા ઠાકરની દીકરી છે. પરંતુ મને સંતોષ થાય એ માટે ઠાકરે તમારી ને મારી સમક્ષ એની ખાતરી કરી આપવી પડશે. '

'શી ? ' લંઢૂકે અજાણ થઈ પૂછ્યું.

'ઠાકરે ને ગંગાએ તમારી દેખતા એક ભાણે બેસી જમવું પડશે.'

ગામપટેલના શ્વાસ હવે જરા હેઠે બેઠા.

સરદારની વાત સાંભળી ઠાકર ચમક્યો. આખી વાતનો દોર તેના હાથમાં આવી ગયો. ત્યાં તો તેણે સરદારના શબ્દો સાંભળ્યા: ' કાં ઠાકર, એટલું કરી શકશો ને ? '

વિચાર કરવાનો વખત નહોતો. જવાબ આપવામાં ક્ષણ માત્રનો વિલંબ બાજી પલટાવી દે તેમ હતું. તેનું બ્રાહ્મણત્વ-શુદ્ધ ઔદિચ્યત્વ કટોકટીની એરણ પર હતું. ગંગા—હેમાળા પટેલની દીકરી સાથે એક ભાણે બેસી જમવું, અને અપવિત્ર થવું, એટલે સદાને માટે પોતાની જાતને ભ્રષ્ટ કરી દેવી. અત્યાર સુધી નાતજાતના વાડા માટે પોતે રખડી રખડીને આપેલો ઉપદેશ અને ગાયેલાં આખ્યાનો તેને યાદ આવ્યાં. પરંતુ ઠાકરે હિંમત કરી કૃતનિશ્ચયી થઈ ઔદિચ્ય જ્ઞાતિને છેલ્લાં પ્રણામ કર્યાં; ઠાકરકુટુંબને તેણે વંદન કર્યું, અને મનથી જ છેલ્લા નમસ્કાર કર્યા સરસ્વતી નદીને, રૂદ્રમહાલયને અને સિદ્ધપુરને—અને સરદારે તરત જ પ્રત્યુત્તર સાંભળ્યો.

'સરદારજી ! નાનપણથી જ ગંગા મારા ખોળામાં ઊછરી છે; નાનપણમાં તે મારું ચાવેલું જ ચાવી છે; અને નાન-

પણથી જ મારા ભાણામાં બેસી તેણે મારી સાથે ખાધું છે. તેની સાથે—મારી દીકરી સાથે એક ભાણે બેસી ખાવામાં મને શો બાધ ? પીરસાવો ભાણું, બોલાવો ગંગાને અને આંહીં ઊભા રાખો ગામપટેલને, લંઠૂક શેઠને, સોઢાક વકતુરને કે ઊંઝા ગામની સમસ્ત નાતને—હું ને મારી વહાલસોઈ દીકરી સાથે જમીશું'. અને ઠાકરે આસપાસની મંડળીને મનથી નમન કરી લીધું. તેના મુખ પર સ્વાર્પણની ઝલક દીપી રહી. અસાઈત્ત ઠાકરે સરદારની માગણી સ્વીકારીને સરદારનું જ નહિ, પણ આખી નાતનું આવાહન ઝીલી લીધું.

ઠાકરનો જવાબ સાંભળી, સરદારે ઠાકરને મનમાં ને મનમાં ધન્યવાદ આપ્યા. અસાઈત્ત ઠાકરે સમસ્ત નાતની દેખતા, સરદારને ખાતરી આપવા માટે, ગંગાની સાથે એક જ ભાણે બેસી 'હર હર મહાદેવ'ના ઉચ્ચાર સાથે ભોજન લીધું.

નાતના પટેલિયાઓ, અને ગામના વેંતિયા આગેવાનો જડવત્ ઊભા રહ્યા : ન તો તેમનામાં હલવાની શકિત હતી, ન તો ચલવાની : ઠાકરના સ્વાર્પણથી તેમનાં મનની મનમાં રહી ગઈ હતી.

[ ૫ ]

તે જ સાંજે વાજતે ગાજતે, મનભરતબા સાથે ગંગા અસાઈદત્ત ઠાકરના ઉતારા તરફ જઈ રહી હતી; સરદાર જહાનરોઝ લાવલશ્કર સાથે ઉત્તર તરફ પ્રયાણ કરી રહ્યો હતો અને 'અસાઈત્ત ઠાકરને નાત બહાર મૂકવામાં આવે છે'નો સાદ સંભળાવતો ઢોલી ઊંઝા અને સિદ્ધપુરની

ઊભી બજારે ઢોલ ટીપી રહ્યો હતો.

—સંધ્યાનાં છેલ્લાં આછેરાં ક્ષીણ પ્રકાશકિરણો ભવ્ય રૂદ્રમહાલયને આલીંગન દઈ આસ્તે આસ્તે દૂર થઈ રહ્યાં : અંધકારના વિશાળ બાહુ રૂદ્રમહાલયને વીંટળાઈ વળ્યાં અને સરસ્વતી નદીનાં, રૂદ્રમહાલયને અડીને વહેતા નીર દૂર જઈને થંભ્યાં : તેનો પ્રવાહ વધુ ક્ષીણતાને પામ્યો.

# ‘ જોગમાયાની પેઢી* ’

‘ વહુ બેટા! તારે કશીયે વાતનો ભો રાખવાની જરૂર નથી.’ પરસાળમાં બેઠાબેઠા ડોસાએ ડાબી બાજુના ઓરડા તરફ ફરીને કહ્યું. ઓરડામાં બારણા પાછળ બેઠી-બેઠી પંદર સોળ વર્ષની જ પુત્રવધૂ પોતાના બુઝુર્ગ સસરાની વાત સાંભળતી હતી. પરસાળ અને ઓરડાના ઉંબર વચ્ચો-વચ્ચ મોટો પલાંઠો વાળીને ડોસાની જુવાન દીકરી બેઠી-બેઠી સસરા વહુની વાતમાં ટપાલ-ઓફિસનું કામ બજાવતી હતી ને વચમાં વચમાં પોતાનો સૂર પણ પુરાવતી હતી.

---

* ઈ. સ. અઢારમી ઓગણીસમી સદીમાં સારાયે હિંદના રાજારજવાડાને ધીરધાર કરનારી જે બે ત્રણ પેઢીઓ હતી તેમાં સર્વ-પ્રમુખ પેઢી ‘ જોગમાયાની પેઢી ’ના નામથી ઓળખાતી હતી. અરબ્બીથી માંડીને ચીનના શહેનશાહ સુધી એ પેઢીની આંટ હતી. જેવી આ પેઢી મશહૂર હતી, એવો જ મુલ્કમશહૂર એનો સ્થાપક હતો. હિન્દભરમાં સુંદર સોદાગરનું નામ કોણે નથી સાંભળ્યું ? એ મશહૂર સોદાગર અને એની મશહૂર પેઢીનું વૃત્તાંત અહીં આપવામાં આવ્યું છે.

'બાપાજી! હુંયે સવારથી ભાભીને આ જ વાત કહ્યા કરું છું, કે તમે નાહકનો શું કામ જીવ બાળો છો?'

વહુએ જવાબ ન આપ્યો. એની આંખો જાણે ભોંયને ખોતરવા મથતી હતી કે જમીન પાસે માગ માગતી હતી!

'સુંદરજી તો રઝળી ખાશે. નવાણુના ધક્કા ખાશે ત્યારે એની આંખ કાંઈક ઊઘડશે. એને અથડાવા દો. આ તો તમારું ઘર છે. હું તમારા બાપને થાનકે છું ને બાપની પેઠે તમને પાળીશ—મારા જીવ્યે ને મારા મૂવે.'

ડોસાએ પોતાની વાત પૂરી કરી કે ભાભીને જવાબ આપવાની તક આપવા પહેલાં નણંદે પોતાની વાત વચમાં ઉમેરી: 'બાપા! મારા દેર કહેતા હતા કે કાલે સુંદરજીને એણે નથવા જુગારીના અડ્ડામાં જોયો હતો. ને ગામમાં તો મોંફાટ વાત થાય છે કે સુંદરજી જુગારી છે. રાંડોમાં આથડે છે ને એકેય લખણે અધૂરો નથી.'

'હા.' ડોસાની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. 'એટલે તો હવે આજે મેં સુંદરજીને કહી દીધું છે કે બાઈ તારા જેવો કુલાંગાર મારા ઘરમાં નહિ. આજ ને આજ જુદો થઈ જા. મારી મિલકતમાં એનો હક્કહિસ્સો લાગે એનાથી કંઈગણું તો એણે જુગારમાં વેડરી નાંખ્યું છે. મારાં એટલાં દુર્ભાગ્ય, વહુ, કે મારે ઘેર એવું ફરજંદ પાક્યું. બીજું શું?'

વહુએ નણંદનો સાડલો ખેંચી એની નજર પોતાના તરફ ખેંચી. નણંદના કાનમાં વહુએ કહ્યું: 'બહેન! સસરાજીને કહોને કે હુંયે એમની સાથે જઈશ.'

નણંદ ભાભી સામે ક્ષણભર તો તાકી જ રહી.

પછી તેણે પોતાના બાપને કહ્યું : 'બાપાજી! આ ભાભી કહે છે તે તો સાંભળો! એ તો કહે છે કે હુંય સુંદરજી સાથે જઈશ.'

ડોસાએ કહ્યું : 'વહુ બેટા! એમ ગાંડા ન કાઢીએ. સુંદરજી ભલેને મારો છોકરો થાય છે, પણ એ માણસ સારું નથી. મને બાપને ઊઠીને સગા દીકરા માટે આવા વેણ કાઢતાં કેટલી શરમ આવતી હશે એ હું તમને કેમ બતાવું? પણ તમે જ્યારે અવળી નાડ પકડો છો ત્યારે મારે કહેવું પડે છે. એ બત્રીસ લક્ષણો પૂરો છે. હજાર હજાર ભવનાં પાપ ભેગાં થયાં હોય ત્યારે જ પેટે આવો દૈત્ય પાકે. એ જુગારી છે, વ્યસની છે, રંડીબાજ છે. તારા જેવી પારેવડીનું એ રાક્ષસ સાથે કામ નહિ. તમે આંહીં નિરાંત રહો. હું જીવીશ ત્યાંસુધી તમને મારી દીકરી કરીને રાખીશ, ને મરીશ ત્યારે દીકરો કરીને મરીશ.'

વહુએ નણંદને કહ્યું : 'સસરાજીની વાત સાચી હશે, પણ હું તો જેને પરણી છું એનું ઘર મારે માંડવું જોઈએ ને? હાથ જોડીને—પગે લાગીને રજા માગું છું ને રાજી થઈને રજા આપો.'

નણંદને ભાભી તદ્દન મૂર્ખ લાગી. એણે બાપને ભાભીની વાત સંભળાવી ને ઉમેર્યું : 'ભાભીને આપણા ઘરમાં રહેવું નથી ગમતું.'

ડોસો કંપતા અવાજે બોલ્યો : 'વહુ બેટા, દીકરાએ નાતમાં નાક કાપ્યું; હવે તમારે નાત વચ્ચોવચ મારો જીવ લેવો છે? આવી મૂર્ખાઈ તમે શીદ કરો છો? કાલ ઊઠીને સુંદરજી તમને જુગારમાં હારી ગયો તો પછી મારે ગામને

મોઢું શું બતાવવું? આપણી બ્રહ્મક્ષત્રીની આબરૂ તો કાચની બરણી જેવી. એક વાર તડ પડી એ ફરીને ન સંધાય!

'સસરાજી કાંઈ ખોટું તો નહિ કહેતા હોય. પણ હું આંહીં રોટલા ખાઈને પડી રહું ને ધણીનું ઘર ન માંડું તે મારી આબરૂ શી?' વહુએ નણંદ મારફત સસરાને કહેવરાવ્યું. વહુનો અવાજ રૂંધાયો. ભીની આંખથી ભારે બનેલા અવાજે એણે આગળ ચલાવ્યું: 'આજ એ એવા હશે. ગમે તેવા હશે. કાલ ઠેકાણે આવશે. કાલ નહિ તો પરમ દિવસે. પરમ દિવસે નહિ તો કોઈક દિવસ પણ એમને વળગેલું ભૂત શમી જશે. તે દિવસે મારો સંસાર ચાલશે એ આશાએ મને આજ જવા દો.'

ડોસાનો ચહેરો ઉજ્જડ બની ગયો. જુગારી, વ્યસની રંડીબાજ એવો પોતાનો પુત્ર, જેને આજે જ એણે ઘરમાંથી હાંકી કાઢ્યો હતો. એની તાજી જ પરણેતર, હજી તો એક મહિના પહેલાં જ સાસરે આવેલી પંદરેક વર્ષની એની ગભરુ સ્ત્રી! ડોસાના હૈયામાં પારાવાર મથામણ થઈ રહી.

'બેટા! બાપ!' ડોસો બોલ્યો. 'તારી મૂંઝવણ મને નથી સમજાતી એવું નથી. મારી પાછળ પીંડ મૂકનાર એવા મારી જાગીરના વારસને ઘરમાંથી કાઢી મૂકતાં મને કાંઈ મજા આવે છે એવુંય નથી. પણ જો હું સુંદરજીને હવે ઘરમાં રાખું તો કાલ જાગીર ને આ મકાન—મારો તારો ને સહુનો રોટલો—એ એક દીના જુગારમાં મૂકી દે. વહુ બેટા! મારું માન. આ ડોસાનું જરાક તો માન. મારું અંતર આજ વલોવાઈ જાય છે. છાતી ચીરીને બતાવાતું હોય તો તને બતાવું કે પેટનાં જણ્યાંને જાકારો દેવામાં

મને કાંઈ રસ નથી. પણ તું કાં મારા અંતઃતાપમાં ઉમેરો કરે? હું તને મારા દીકરાની જેમ રાખીશ. મારા ઉપર પ્રભુની થોડીક મહેર રહી છે. તારે કાંઈ ઘરકામનો ઢસરડો નહિ કરવો પડે.'

દીકરી મારફતે ડોસાને વહુનો જવાબ પહોંચ્યો: 'કામની મને કયાં ચિંતા છે? કામ કરવું પડે તોય તમારા જેવા માવતરનું કામ કરવામાં મને નહાનમ પણ શી છે? તમે તો મારા માવતર કહેવાઓ. હું તો તમારું છોકરું કહેવાઉં: નાને મોંએ મોટી વાત થતી નથી મારાથી. પણ મને એમની સાથે જવા દો. મારી જવાબદારી ને મારો બોજો એમના ઉપર પડશે એટલે બધા અવળા ધંધા એ વીસરી જશે, ને એમનો ને મારો સંસાર પાર ઊતરશે.'

'વહુ બેટા! જરાક આ ડોસા સામે નજર નાંખ. ન કરે નારાયણ ને તને કાંઈ થયું તો મારો તો પછી અફીણથીયે છૂટકો નહિ થાય.'

'બાપાજી!' વહુએ છેલ્લે છેલ્લે કહેવરાવ્યું. 'અત્યારે જો એ એકલા ઘર બહાર નીકળશે તો તો પછી એ પાછા હાથ નહિ જ લાધે. પણ હું જો સાથેસાથ નીકળીશ તો મારો બોજો એને વારશે. એને મારી ચિંતા લાગશે તો બધા વળગાડ ઊતરી જશે. ને કદાચ હું સાવ બાળક જેવી એમને ન સુધારી શકું તોય શું? હું આ ઘરમાં આવી છું એ કાંઈ દીકરી દાવે થોડી જ આવી છું. હું આવી છું વહુ થઈને ને વહુ થઈને રહીશ. હુંય ખાનદાન માબાપની દીકરી છું. તમારા જેવા ખાનદાન સસરા છે. મારી આબરૂ-

ને કાળો ડાઘ નહિ બેસવા દઉં. ભગવાને દાંત આ
છે તે જીભ કચરીને મરતાં મને આવડશે.'

વહુ ઊભી થઈ ગઈ: 'સસરાજી! જીવતી હોઈશ
કોઈક દિવસ આવીશ. તમારી માયા તો કોઈ દિવસ નહિ ભૂ

વહુ ઊઠીને બીજા ઓરડામાં ચાલી ગઈ. નણંદ
સમજી ન શકી, પણ ભાભીની દેખાતી પાગલતાની પા
રહેલા સાચા સ્રીત્વની એને કાંઈક ઝાંખી થઈ આવી.
ભાભીની પાછળ જઈને ગૂપચૂપ ભાભીને સામાન બંધાવ
કામમાં મદદ કરવામાં પરોવાઈ. ડોસો પરસાળમાં બેઠો
નિર્જન બનેલા ઓરડાને તાકી રહ્યો. પોતાના નામ
પુત્રને આવી વહુ પોતે શા માટે પરણાવી હશે?

ને પરસાળની પાછળના જાળિયામાંથી બે તગત
આંખો આ આખું દૃશ્ય ચૂપચાપ જોઈ રહી હતી. બે ર
પશુ જેવા સરવા કાનો આ આખી વાતનું ઝેર પી
હતા. જંગલી બિલાડા જેટલી સાવધ ચૂપકીથી છુ
રહેલી એ વ્યક્તિ વાત પૂરી થઈ કે ચાલી નીકળી.
વ્યક્તિ જ્યારે પરસાળમાં થતી વાતો સાંભળવા રોકાઈ
ત્યારે તો માત્ર પોતાને લગતી ખાનગી વાતો સાંભ
પોતાના અંતરમાં વધારે હેવાનિયત ભરવાના ઇરાદાર્થ
રોકાઈ હતી. પણ એ ગઈ ત્યારે તો એના અંતરમાં
કંઈ તોફાન જાગ્યાં હતાં.

આ ડોસો તે કચ્છના ગુંદિયાળી ગામનો શિ
હીરજી નામનો બ્રહ્મક્ષત્રી જાગીરદાર, ને પરસાળમાં છુપા
વાત સાંભળનાર તે એનો સૌથી મોટો પુત્ર સુંદરજી—
જુગારી, પાકો નશાબાજ, પાકો રંડીબાજ.

પરંતુ પરસાળમાં થયેલી વાતે એના અંતરમાં ઉલ્કાપાત મચાવ્યો. પોતે જુગારી હતો ને જુગારીઓ સામાન્યતઃ ઘરના ધાતકી હોય છે. પોતે શરાબી હતો ને શરાબના નશાનાં એનાં તોફાનો માઝા મૂકતાં. પોતાની 'ગામના ઉતાર' તરીકેની નામચીનીથી એ અજાણ્યુ ન હતો. પોતાનો કોઈ વિશ્વાસ કરતું ન હતું એ એ જાણતો હતો. ને પોતાનો કોઈ રજ પણ વિશ્વાસ ન કરે એ વસ્તુસ્થિતિને એણે જીવનના એક ક્રમ તરીકે સ્વીકારી લીધી પણ હતી.

ને આજે એના સગા બાપે એને જાકારો દીધો. ને એને મેણાં દેવામાં કાંઈ મણા રાખી નહિ. માતા તો એને હતી નહિ, ને એના નાના ભાઈઓને તો એ આંખમાં કણાંની જેમ ખૂંચતો હતો. આજે એ કોડી વગરનો, આબરૂ વગરનો, જગતના અરણ્યમાં રઝળતો થવાનો હતો. ને ત્યારે એની સાથે પોતાનું ભાગ્ય જોડવા તત્પર થયેલી એક પંદર વર્ષની પારકાની છોકરીને એણે જોઈ.

પિતાના જાકારાએ એના વિપથગામી હૈયામાં ભીજણુ હેવાનિયત જગવી હતી. 'બાપને પણ હું સમય આવ્યે જોઈ લઈશ' એવા ભાવથી એ પોતાના બાપ ને પોતાની વહુ વચ્ચેની વાત સાંભળવા આવ્યો હતો.

'હું આવી છું વહુ તરીકે, દીકરી તરીકે નહિ,' એ એક વાક્ય એણે સાંભળ્યું. જેવું સાંભળ્યું તેવું તીરની જેમ આરપાર નીકળ્યું. પોતાના ઉપર કોઈ વિશ્વાસ નથી મૂકતું એ વાત તો એ સારી પેઠે જાણતો હતો, પણ પોતે વિશ્વાસ મૂકવા યોગ્ય છે કે નહિ એ કોયડો તો એની પાસે જિંદગીમાં પહેલી જ વાર એની સામે ઊભો થઈને એનો

જવાબ માગવા લાગ્યો ! એ કોયડો રજૂ કર્યો એક મુગ
જેના મોઢાની ઝાંખી સરખીયે કરવાની આજ
એણે રંચ માત્ર પણ પરવા નહોતી બતાવી.

સુંદરજી પોતાના પરણેતરને લઈ ને ગુંદિયાળી ગ
ચાલી નીકળ્યો. આખા ગામે જાણ્યું કે ગામને
એક મોટું પાપ ગયું !

સુંદરજી માંડવી ગયો. ત્યાં એણે પરચૂરણ
ફેરી કરવા માંડી. દાણા બજારમાં હેલ કરવા
એની પાતળી કમાણીમાંથી ધણીધણિયાણી પોતાનો
નિભાવવા લાગ્યાં.

હવે સુંદરજી ઉપરથી જૂની આદતોના ઓળ
ઊતરી ગયા છે. હવે એના દિલમાં તમન્ના માત્ર એ
આબરૂ, ખાનદાની, એશઆરામ વગેરે તમામ
તરછોડીને પોતાના બેઆબરૂ બનેલા ખાવિન્દની
ઠપકાના એક પણ વેણ વગર, અહેસાનના એક પ
વગર, ચાલી નીકળેલી પત્નીને લાયક પતિ બન
પત્નીની ભવ્ય, સરલ અને ઠંડી તાકાતભરી વફાદા
પોતાની સાચી લાયકીના ઓપ ચડાવવાની.

માનવી જ્યારે પોતાને માટે, કેવળ આત્મસંતે
ઉદ્યમ કરે છે ત્યારે તે અમુક હદ સુધી ફાવે છે
એનામાં ગુમાનનાં બીજ જાગે છે. પરંતુ જ્યારે કોઈ
પોતાનાથી વધારે લાયક માનેલા માનવીના કદમમ
માટે પરિશ્રમ કરે છે, ત્યારે એની મહત્તાને કો
બાંધી નથી શકતી. ને એ સાધ્યા પછીયે એ સદા ન
રહે છે. તેમાંય માનવી જ્યારે પોતાની પ્રિયતમાન

બૂતપરસ્તી જ સાધવા મથતો હોય ત્યારે તો એ દુર્લભમાં દુર્લભ કાર્યને પણ સહજસાધ્ય બનાવી શકે છે: ત્યારે જ કોઈ એક શાહજહાન તાજમહેલ બાંધી શકે છે: કોઈ એક રાજસિંહ જબ્બર શહેનશાહત સામે બાથ ભીડી શકે છે: ત્યારે જ એકાદ શરાબી, રંડીબાજ જુગારી મુલ્ક-મશહૂર સોદાગર બની શકે છે.

સુંદરજીએ માંડવીમાં રહ્યે રહ્યે ફેરીની સાથે કચ્છી જાનવરની દલાલી કરવા માંડી. ને એ ધંધામાં એની નેકીની આબરૂ જામી. સુંદરજીને હવે આખું જગત પત્નીમય દેખાતું હતું, ને આખા જગત સમક્ષ એને પોતાની પાત્રતા સિદ્ધ કરવાની જરૂર લાગી. એ યુગમાં સુંદરજી જેવો પ્રમાણિક દલાલ શોધ્યો મળવો મુશ્કેલ હતો.

એક બાજુથી સુંદરજી કચ્છમાં જ્યારે આમ આબરૂ જમાવતો હતો ત્યારે હિન્દમાં વિગ્રહખોરીની ઘોર આંધી ચડવા માંડી હતી. પિંઢારાઓથી માંડીને રાજામહારાજાઓ લૂંટબાજીના નશામાં ચકચૂર પાગલ બન્યા હતા. ને એનો લાભ લઈને ઇસ્ટ ઇન્ડિયા કંપની પોતાનો પગ જમાવવા માંડી હતી.

યુદ્ધોમાં ને લૂંટોમાં ઘોડાં તો જોઈએ જ; ને ઘોડાં તો કચ્છનાં વખાણમાં હતાં. સુંદરજીનો ઘોડાની સોદાગરીનો ધંધો ધીકતો ચાલવા માંડ્યો.

કચ્છનો એક નોતિલિયાર—મુસલમાન રબારી—નામે હૈદર મૈસૂરના મહારાજાને ત્યાં નોકરીએ રહ્યો. ને પાછળથી મૈસૂરનો સુલતાન બન્યો. મૈસૂરનો આ મુસલમાન સુલતાન પોતાનાં અસલ વતનને ભૂલ્યો નહોતો. એ જાતે

કચ્છનાં જ ઘોડાં વાપરતો. એનો પુત્ર ટીપુ એના પછી સુલતાન થયો. ને 'પાંજા વતન' માટે એને પણ એના પિતાના જેટલું જ મમત્વ હતું. કંપની સરકાર સામે એને લડાઈ કરવાનો અવસર આવ્યો, ને પચીસ હજાર ઘોડા એણે કચ્છમાંથી મંગાવ્યા. એક પ્રમાણિક દલાલ તરીકે સુંદરજીને આ સોદો સોંપાયો. કંપની સરકારને ટીપુની ખરીદીની ખબર પડી એટલે એણે પણ પોતાના માટે ઘોડા મંગાવ્યા; એણેય સુંદરજી સાથે સોદો કર્યો. મુંબઈના લશ્કરી અમલદાર મિ. બાર્જવેલ મારફત આ સોદો થયો. સોદામાંથી મહોબ્બત થઈ, ને સુંદર સોદાગર કંપનીમાં માનપાન પામતો થયો.

સુંદર સોદાગરને ઘોડાના વેપારમાં લાખો કરોડો મળ્યા. સહુ રાજાને કચ્છનાં જ ઘોડાં ખપતાં થયાં. હવે સુંદર સોદાગરે એક પેઢી સ્થાપી—'જોગમાયાની પેઢી.' અરબસ્તાનના ચાંચિયા, લંડનની બજાર ને ચીનના શાહુકારો સુધીમાં એની હૂંડીઓ ફરતી થઈ.

લખનૌના નવાબ સાથેના કંપનીના કોલકરારમાં કંપની સરકારના એકમાત્ર કુલમુખત્યાર એજન્ટ તરીકે સુંદર સોદાગરે સહી કરી.

કાઠિયાવાડનું કર્નલ વૉકર-સેટલમેન્ટ સુંદર સોદાગરે કર્યું હતું.

કાઠિયાવાડના સૌથી પહેલા પોલિટિકલ એજન્ટ—આજના એ. જી. જી. તરીકે સુંદર સોદાગરની નિમણુક થયેલી. મહેસૂરને કંપની સરકારે ખાલસા કર્યું ત્યારે નાણાંપ્રકરણી પ્રધાન તરીકે સુંદર સોદાગરની વરણી થઈ.

રાજકોટ, જુનાગઢ, પોરબંદર, ઇંદોર, મેવાડના દીવાન તરીકે સુંદર સોદાગરે કામ કર્યું.

એની પેઢી વરસે દહાડે બે બે કરોડની ધીરધાર કરતી.

જિંદગીમાં આમ યશ, સિદ્ધિ, રિદ્ધિ મેળવીને સુંદર સોદાગરે પચાસ વર્ષની ઉમરે કોઈ પણ નવો ધંધો કે કામગીરી હાથ પર નહિ જ ધરવાનો નિર્ણય કર્યો: હવે એણે ધર્મધ્યાનમાં ચિત્ત પરોવવા માંડ્યું.

કરોડો રૂપિયા આ સોદાગરે મેળવ્યા ને કરોડો ખર્ચ્યા: એણે ગિરનારનાં દત્તાત્રેયનાં પગથિયા બંધાવ્યાં. હિન્દભરમાં બધાં મળીને હજાર ઉપરાંત સદાવ્રતો બાંધ્યાં. હરદ્વારનાં કુંભમેળાને એણે ધુમાડાબંધ ભોજન આપ્યું.

ને આમ જીવનસંધ્યા આવી પહોંચી. બડભાગી ને યશભાગી એવા આ લક્ષ્મીપુત્ર શાહ સોદાગરના જીવનના ધ્રુવ તારા જેવી એની પત્ની અવસાન પામી. સંવત ૧૮૬૯ માં જીવનભરનો પ્રિયતમ પત્નીના સ્મારક વિષે વિચાર કરી રહ્યો.

'નખ્ખોદિયા કાળ' તરીકે પ્રસિદ્ધ થયેલો સંવત ૧૮૬૯નો દુકાળ ગુજરાત ઉપર ફરી વળ્યો. કહે છે કે એ દુકાળમાં માબાપોએ પોતાનાં બાળકોને મારીને ખાઈ જવાના દાખલાઓ છે. ઘોર દુષ્કાળ ચોમેર બળવા લાગ્યો ને એની આગમાં રોજ હજારો માણુસ જલી જલીને ખાક થવા માંડ્યાં.

ચોમેરથી અનાજની બૂમ ઊઠી. અનાજનો ક્યાંય સંઘરો ન હતો. હતો એટલો રાજામહારાજાઓ અંદર અંદરના ફોજી કજિયામાં ખાઈ ગયેલા. 'પાણી પાણી!' ચોમેરથી બૂમ ઊઠી, પણ પાણી પણ ક્યાંય ન હતું. બે વર્ષથી

વરસાદનો છાંટો સરખો પડ્યો ન હતો.

ને સુંદર સોદાગરને પ્રિયતમાનું સાચું સ્મારક સૂઝી ગયું.

જ્યાં જ્યાં દુકાળ પડ્યો હતો ત્યાં ત્યાં સોદાગરે અનાજના ભંડારો ઉઘાડી દીધાં. ઠેર ઠેર જલાશયો ખોદાવ્યાં. પોતાની ડેલીએ માંડવીમાં જે જાચક આવે એને અનાજ દેવા માંડ્યું. અનાજ દેશમાં તો હતું નહિ. સોદાગરે પરદેશથી હજારો વહાણ ભરીને મંગાવ્યું. આભારભર્યો આમવર્ગે સોદાગરને 'જગપાળ' કહીને સંબોધવા માંડ્યાં.

આમ રોજ લાખો કોરી ખર્ચાતી. લાખોનાં જીવન ઊગરતાં. પણ શેઠની સમૃદ્ધિ ઓછી થતી હતી, ને મુનીમની મૂંઝવણ વધતી હતી. જ્યારે મુનીમે જોયું કે ખર્ચ ઘટવાને બદલે રોજરોજ વધતું જ જાય છે, ત્યારે એણે રોજ રોજના ખર્ચનો તારીજો શેઠ પાસે મૂકવા માંડ્યો.

છએક માસ આમ વીત્યા. હજી તો આકાશમાં વૈશાખનો ધોમ સળગી રહ્યો હતો—શેઠની તિજોરીનાં તળિયાં દેખાયાં.

મુનીમે હાથ જોડીને એક દિવસ શેઠને કહ્યું : 'બાપા ! કોઈ દિવસ મેં નથી કહ્યું. આજ કહું છું. હવે તો હદ થાય છે. ધર્માદાનુંયે ગાંડપણ ન હોય : જૂનો નોકર છું ને કુટુંબદાવો રાખું છું એટલે કહું છું. હવે તિજોરી ઝાક નહિ ઝીલે. બેઠા બેઠા કુબેરના ભંડાર પણ ખૂટે છે. ને આ તો દૈવ સામે બાથ ભીડવા જેવું આપે માંડ્યું છે. આમ તો દુકાળ પણ નહિ ઊતરે ને આપણે હવે મહિનામાસમાં સદાવ્રત માગવા જવું પડશે.'

'મુનીમજી! મારા ધંધામાં તમે ક્યાંય કૂડ ભાળ્યું છે?'

'ના બાપા, એટલે તો કહું છું.'

'ક્યાંય દગલબાજી?'

'ના બાપા!'

'સાચેસાચું: ઈશ્વર સાખે કહેજો. ક્યાંય તમે મેલું જોયું છે?'

'ના બાપજી! આપની સંપત્ત મેલી હોત તો એક વેણ પણ ન કહેત.'

'તો શીદ ચિન્તા કરો છો? એક તો આ પૈસામાંથી એક રાતી પાઈ મારી ન હતી. મારું તો જે કાંઈ હતું તે તો હું જુગાર, દારૂ ને રંડીબાજીમાં ખોઈ બેઠેલો. આ તો પૈસો હતો મારી ઘરવાળીનો—મારી જોગમાયાનો. ને એના નામથી હું ખર્ચું છું. એ સતી માથે બેઠી બેઠી જુએ છે. આજ દિનતક એણે મારી લાજ રાખી છે ને મને શ્રદ્ધા છે કે હજીયે લાજ રાખશે.'

મુનીમ ચાલ્યો ગયો. એને બોલવા જેવું કાંઈ ના રહ્યું. ફરીને એણે ચોપડામાં માથું નાંખ્યું પણ ફરી ફરીને જોવાથી કાંઈ આંકડા થોડા ફરે છે? નિર્વિકાર નિશ્ચલતાથી આંકડાઓ એક જ વાણી ભાખી રહ્યા: રોજરોજનાં થઈ રહેલાં લાખોનાં ખર્ચને હિસાબે હવે માંડ પંદર દિવસ નીકળી શકશે. ચોપડાની તિથિઓ જાણે મુનીમ સામે વિકરાલ હાસ્ય કરી રહી. હજી વૈશાખ અર્ધો બાકી છે. હજી ભયંકર જેઠ મહિનો બાકી છે. પછી અષાડના પંદર દિવસ—અને પછીયે વરસાદ ન આવે તો? ચોમાસાની આગમવાણી સમાં ચૈત્રમાં જે ચિહ્ન થવાં જોઈએ એ કાંઈ થયાં નહોતાં—બીજો દુકાળ!'

માથું પકડીને મુનીમ મધરાતના અઘોર પહોર સુધી બેઠો રહ્યો. ચોપડો જાણે એની સામે ભયંકર મશ્કરીનું હાસ્ય કરતો હતો! જોગમાયા જેવી શેઠાણી ગઈ! પાછળ શેઠ ગાંડા બની ગયા! કહો બીજી શી રીતે આ અંધાપાનો ખુલાસો થઈ શકે?

એકાએક એક મોટો કડાકો થયો. મુનીમ ચમક્યો. આ શું? શું કોઈ ભૂતપ્રેતે એનો ઉપહાસ કરવા અટ્ટહાસ્ય કર્યું? આ ભયંકર કડાકાઓની પરંપરા શી? કોણ... કોણ દિશાઓ ભરી દે એવું આ ભયંકર હાસ્ય કરી રહ્યું છે?

મુનીમ દોડીને બહાર ઓટલા ઉપર આવ્યો ને ન સમજાય એવો તલસાટ એના હૈયામાં ફૂટી ઊઠ્યો.

એકાએક ઘેરાયેલાં આકાશમાંથી દિશા ભરી ભરીને મેઘ ગાજતો હતો. રણે ચડેલા કો મહારથીની તલવાર જેમ વીજળી ઝબકતી હતી. મોર ને બપૈયા આનંદ લલકારતા હતા.

પછી તો આકાશમાંથી ઐરાવત પોતાની હજાર સૂંઢો પૃથ્વી ઉપર પછાડતાં હોય એમ મેઘ વરસવા લાગ્યો—ધરતી ભિંજાઈ, નેવાં ઊભરાયાં, ભોંય ઉપર પાણીના રેલા વહ્યા—શેરીઓમાં કમરપૂર પાણી છલછલતાં ઊભરાયાં.

આશ્ચર્યથી હેબતાઈ ગયેલો મુનીમ ફાટી આંખે મેઘની મુશળધાર નીરખી રહ્યો. ફટાફટ ઘર ઘરનાં બારણાં ઊઘડી ગયાં ને ફાટ્યાતૂટ્યા ગાભા પહેરીને ગામલોક ઘર ઘરને ઓટલે ઊભું થઈ રહ્યું.

'વાહ દીનદયાળ! વાહ ભગવાન!' ગામલોકના કંઠમાંથી અવાજ નીકળી પડ્યા. 'બે વર્ષ ખેંચ કરી લીધી, પણ ખરી ભીડને વખતે દર્શન દીધાં.'

મુનીમ દોડયો: શેઠને એણે મીઠી ઘેરી નીંદમાંથી જગાડયા: 'બાપા! બાપા! ઊઠો! ઊઠો! વરસાદ આવ્યો!' બાળકની જેમ મુનીમ શેઠને બાઝી પડયો: 'બાપા સતીમાએ જવાબ દીધો!'

સુંદર સોદાગર ઊંઘમાંથી જાગ્યો: 'વરસાદ આવ્યો કે?'

'હા બાપા! ઝીકાઝીંક બોલાવી દીધી છે મારાં વહાલાએ!'

'આવે જ ને. મેં શું કહ્યું હતું? જીવી ત્યાંસુધી જોગમાયાએ મારી આબ ઢાંકી: મૂવા પછી મારી લાજ પણ'

મુનીમ બહાર દોડયો. વરસાદ એકધારો હજી આવતો હતો. બહાર વરસાદનાં શુકન લેવા બ્રાહ્મણો નીકળ્યા હતા.

એક વૃદ્ધ બ્રાહ્મણે સુંદર સોદાગરના ઘર સામે ઊભા રહીને બુલંદ સ્વરે હાક મારી: 'જુગ જુગ જીવો. જગપાળ શેઠ! ખરે વખતે તમે ભગવાનની લાજ રાખી! તમારું સર્વદા કલ્યાણ હોજો!'

મધરાતે શરૂ થયેલો વરસાદ એટલા જ વેગથી સવાર સુધી આવ્યો. ગામના જુવાન, બુઢ્ઢા, નર, નાર વરસાદમાં ભિજાવા, રઝળવા, તરબોળ થવા નીકળી પડયા હતા. મુનીમને પણ મસ્તી ચડી. એ પણ આખા ગામમાં ખૂબ રઝળ્યો—ખૂબ ભિજાયો.

વરસાદ બંધ રહ્યો, અને એ આવ્યો. એણે શેઠની પથારીમાં જોયું અને સ્તબ્ધ બનીને એ ઊભો રહ્યો!

સુંદર સોદાગરની જીવનલીલા સંકેલાઈ હતી. જે ભગવતી જોગમાયાએ એની લાજ રાખી હતી એની સાથે એનો આત્મા ફરીને મિલાપ સાધવાને ચાલી નીકળ્યો હતો!

## જમીનગતું

'રાજનો ભરોસો શું? સુખે રોટલો રળી ખાઈએ છીએ એમાં વળી ઉપાધિ વો'રવાની કોને ઇચ્છા થાય?' નંદવાણાઓએ પ્રાગજીને સાફ સાફ સંભળાવી દીધું.

'તમે હળવદના વતની. તમે રાજના ને રાજ તમારું, એ નિયમ પેઢાનપેઢીથી તમારા વડવાએ પાળ્યો છે. આજે હવે રાજ જેવડા ધણી માથે છે ત્યારે તમને તમારી જનમભોમકા ગમતી નથી?' પ્રાગજીની આંખો પોતે નાખેલ પાસાને પોબાર પડેલો જોવા ખેલા પેઠે સ્થિર થઈ નંદવાણાઓના મોં ઉપર ટાંપી રહી.

'બાપુ! પ્રાગજીભાઈ! તમારી વાત સાચી. જનમ-ભોમકા કોને નથી ગમતી? પણ અમારા અંગને નીચોવી નાખી, હાડના ભૂકા કરીને, પરસેવાના ટીપે ટીપે ભેગું કરેલું નાણું અમે હોડમાં નાખીએ તો લોકો અમારી હાંસી કરે, છોકરાં ધાન વગર રઝળે ને પછી ભીખ માગીએ તોય પૂરું થાય નહિ.' નંદવાણાઓએ હૃદયની વાત ઠાલવી.

'ભલા માણસ, જરા વિચાર તો કરો! નાણું તમારા

વડવા ને તમે રાજમાંથી રળ્યા છો. ને હવે પારકે પાદર તમે એ નાણું ભોગવો એના કરતાં ઘરઆંગણે રહીને લાલપીળાં થઈને ફરો, સુખસાહ્યબી ભોગવો—એમાં રાજની શોભા છે. રાજ માનસિંહજી હળવદને સુખી ને સમૃદ્ધ જોવા તલસે છે. હળવદ એમને હૈયે છે. જ્યાંસુધી હળવદની ભૂમિ ઉપર પારકો પગ ફરતો હતો ત્યાંસુધી એણે ધરાઈને ધાન ખાધું નથી ને પગ વાળીને જંપ્યા નથી, એ તમારાથી ક્યાં અજાણ્યું છે? ને આજ હવે તમારે માથે ધીંગો ધણી બેઠો છે ત્યારે તમારા જેવી સુખી ઉજળિયાત વસતી બહાર વસે એ તો રાજને નીચું જોયા જેવું કહેવાય."

પ્રાગજીના આ શબ્દોએ નંદવાણાઓને મૂંઝવણમાં નાખી દીધા. સહુ એકબીજાના મોં સામે તાકી રહ્યા. સહુના અંતરમાં જનમભૂમિની માયા અમી પૂરતી હતી.

પ્રાગજીએ હળવદની જૂની વસતીને વસાવવા તનતોડ પ્રયાસો શરૂ કર્યા હતા. તેમાંય નંદવાણા જેવી ધનાઢ્ય અને ધીંગી કોમને સમજાવી લાવવા પોતાની કાયાને ઘસી નાખવા માંડી હતી. ગામેગામ એ રઝળ્યો ને વેરણછેરણ બનીને રહેલી એ કોમને એણે સમજાવી, ફોસલાવી, પટાવી લેવા માંડી હતી. પણ ધનથી માતેલા ને બુદ્ધિએ વિપુલ એવા નંદવાણાઓ દીર્ઘદૃષ્ટિવાળા હતા. તેથી પોતાની માલમિલકત રાજને ભરોંસે હળવદમાં લાવવા ઇચ્છતા ન હતા. તેઓ સમજતા હતા કે રાજ ખાલી હતું: લશ્કર નહોતું ને જાનમાલની બાંહેધરી નહોતી. એટલે અગમચેતી ધનાઢ્યો પ્રાગજીને દાદ દેતા નહિ. જ્યાં જાય ત્યાં આની આ એક જ વાત સંભળાવતા: 'અમારા જાનમાલની જવાબદારી કોણ લે છે?'

પ્રાગજી આ વાત આવતાં થંભી જતો. એના હૈયામાં ગડમથલો જામતી, અને એનો ઉકેલ એને મૂંઝવતો. રાજને નાણાની જરૂર પડે, ત્યારે ધનાઢ્યો આપતા ને રાજ તે લેતું; આપત્તિને વખતે ન આપે તો બળાત્કારે ખૂંચવી લેવાનો ફોજી નિયમ પ્રાગજીની આંખ સામે તરવરતો : રાજ એવા કોઈ પ્રસંગે આ નંદવાણાનું ધન લૂંટી લે તો? પોતે તો સામાન્ય નોકર—રાજ સામે બાથ ભીડીને તે દિવસે રાજને અટકાવી શકે? એના હોઠ ફફડતા ને શબ્દો ગળામાં જ થંભી જતા. જાણે એનું ગળું કોઈ દાબી દેતું હોય એવો ગુંગળાટ એ અનુભવી રહેતો.

રાજને નાણું જોઈતું હતું; નાણા ધીરી શકે એવા શરાફો જોઈતા હતા; નાણું જીરવી શકે ને રાજને શોભાવી શકે એવા ધનાઢ્યો જોઈતા હતા ને પોતાની જૂની વસતીને પાછી હળવદમાં લઈ જવી હતી. નંદવાણા જો માને તો બધું પૂરું પાડે એવા હતા. એમની પાસે પૈસો હતો, આબરૂ હતી, ને એ રાજની જૂની વસતી હતી. એટલે પ્રાગજીએ છેલ્લો દાવ અજમાવ્યો: 'તમે આપશો તો જ રાજ જરૂરને તમારી પાસેથી કરજે નાણું લેશે; નહિ આપો તો તમારા પ્રસંગે ધનના તમે માલિક.'

'પણ એની ખાતરી? અમને માનેપાત આવે એવો હામી કોણ?'

રાજ માનસિંહે થોડા વખત ઉપર બહાદુરશાહ બાદશાહનું ખૂન કરવા કાળી મેઘલી રાતે, સાબરમતીનાં ધોડાપુર કાપીને મોત સામે બાથ ભીડેલી; તે વખતે શાહી ફોજ વચ્ચે થઈને શાહી કચેરીમાં રૂક્કો લેવા જવો એ વાઘની

બોડમાં જવા જેવું હતું; છતાં બેગમના એક શબ્દ પર વિશ્વાસ રાખી—તેના જામીનગતામાં ઇતબાર રાખી—રાજા માનસિંહે અને પોતે હૂંફ મેળવી હતી, એ વાત પ્રાગજીને યાદ આવી. નંદવાણાઓ આજે એ જ રીતે તેની પાસે જામીનગતું માગી રહ્યા હતા. એક ક્ષણમાં તેણે જવાબ નક્કી કરી નાખ્યો. પોતાની પેઢી–દરપેઢીથી ઊતરી આવેલી ખાનદાની વટાવવાનું તેને મન થઈ આવ્યું. છાતી ટટાર કરી એણે કહ્યું: 'તમારા જાનમાલ ને કુટુંબકબીલાનો હું હામી. મારા ધડ ઉપર માથું હશે ત્યાંસુધી તમને ઊની આંચ નહિ આવવા દઉં. બોલો, મારું જામીનગતું છે કબૂલ?'

'બસ! બાપા, બસ! મરદનો એક બોલ બસ છે. અમે તમને ઓળખીએ છીએ,' કહી વૃદ્ધ નંદવાણાએ પોતાના કબીલા તરફ નજર ફેરવી. હામી મળવાથી સહુના મનમાં ચિંતા હતી તે ઝાકળના બિન્દુ પેઠે સરી પડી. વળતે દિવસે વડીલને વચને ને પ્રાગજીના જામીનગતે આખી નંદવાણા કોમે ઉચાળા ભરી હળવદને માર્ગે ગાડાની હેડચોને વહેતી કરી, અઢળક નાણું હળવદમાં ઠાલવ્યું ને જન્મભૂમિને ખોળે પોતાનાં જાનમાલ અને બાલબચ્ચાંને સોંપી દીધા.

૨

નંદવાણા રાજ્યનું નાક હતા. પેઢી–દરપેઢીથી ઊતરી આવેલ રાજમહોબત સાચવીને નંદવાણાઓ જરૂરને પ્રસંગે રાજને નાણાં ધીરતા—સામે પગલે આપવા જતા અને રાજ્ય એ નાણાં વ્યાજ સાથે પાછાં વાળતું; ઇનામ–અકરામ આપી નંદવાણાઓને નવાજતું અને પેટના દીકરા પેઠે નંદ-

વાણુઓને પાળી પોષી એમની આબાદી વધારતું. નંદવાણુનો પૈસો એ રાજનો પૈસો ગણાતો ને રાજ પણ એમ જ સમજતું કે સુખેદુઃખે એ પૈસો રાજનો જ છે. નંદવાણુ સમજતા કે આપણી માલમિલકત એ રાજ્યે આપેલી છે ને આપણે તો માત્ર તેના રક્ષક છીએ. રાજને જોઈએ તો માથાં આપવાં પડે—પછી પૈસાની શી વિસાત ?

પણ કાળ બદલાયો. રાજ ઉપર બાદશાહી ધાડાં આવ્યાં ને રાજની વેરણછેરણ દશામાં ગામ મૂકીને ચાલ્યા ગયેલા નંદવાણુઓની નીતિરીતિ બદલાઈ. 'આપણી માલિકીનું નાણું રાજ્યને લેવાનો શો અધિકાર ?' બાપદાદાઓ સામે પગલે રાજને આપવા જતા એને બદલે હવે નંદવાણા રાજ નાણાં માગે નહિ, ને રાજને આપવા ન પડે એવી ભાવના સેવવા લાગ્યા. કોઈ પ્રસંગ જ એવો ઊભો થવા દેતા નહિ કે જેમાંથી નાણાંની વાત નીકળે.

હળવદમાં ફરી આવ્યા પછી આગલી રીતરસમ મુજબ રાજકચેરીના અગ્રણી જેવા નંદવાણુઓ રાજદરબારે આવવા લાગ્યા; રાજ સાથે માયામહોબત સાચવવા લાગ્યા, અને માનઅકરામ પામવા લાગ્યા—પણ નાણાંની વાત પર ઢાંકપિછોડા કરીને !

માનસિંહે ફરી હળવદ વસાવ્યા પછી રાજની આબરૂ, ફોજ અને કોટકિલ્લા જેવી લશ્કરી જરૂરિયાતો પૂરી પાડવા અનેક વખત રાજકચેરીમાં ચર્ચાઓ કરી. નંદવાણુઓએ એ વાતને અનુમોદન આપ્યું. પણ પ્રાગજીએ જ્યારે આડકતરી રીતે 'નાણાંની જરૂર છે' એવી વાત ઉપાડેલી ત્યારે નંદવાણુઓએ આંખના ઇશારાથી પ્રાગજીને સૂચવ્યું

હતું કે, 'તમે અમારા જામીન છો; અમારી ઇચ્છા હશે તો જ નાણાં આપીશું.' અને છેલ્લી વાત તો માત્ર ઇશારામાં જ રહેતી. કારણકે નંદવાણાઓ નાણું રાજ્યને ધીરવા ઇચ્છતા ન હતા એ વાત સ્પષ્ટ રીતે પ્રાગજી સમજી ગયો હતો.

એક દિવસ પ્રાગજીએ નંદવાણાઓના વાસમાં મોડી રાતે પગ મૂક્યો. આટલી મોડી રાતે રાજનો માનીતો ને વસતીનો રક્ષક પ્રાગજી નંદવાણાઓના આંગણે એકલો—અટૂલો લપાતોછુપાતો આવીને ઊભો રહે એ નંદવાણાઓને ભયભીત થવાને પૂરતું હતું; છતાં સમયસૂચક નંદવાણાએ એમનો સત્કાર કર્યો: 'પધારો, પધારો!' અને દોડીને પ્રાગજીને ભેટી પડ્યા: 'બાપુ! આમ પગે ચાલીને?'

"અરે ભૂદેવ! હું તો તમારો ઘરનો માણસ કહેવાઉં. રાજ્યનો સેવક, પણ તમારો—વસતીનો તો ખરો સેવક. તમારા રક્ષણની મને પળે પળે ચિંતા હોય જ ને?'

'બાપુ! અમે તો તમારે આધારે આવ્યા છીએ.' જાણે ધનપતિ કહેતો હોય કે અમારો પૈસો જાય નહિ એ જોજે.

અને બન્ને જણુ મેડા ઉપર અંદરના ઊંડા ઓરડામાં બિછાવેલી ગાદી ઉપર આડા પડી વાતે ચડ્યા. ધીમે રહીને પ્રાગજીએ વાતને ઉપાડી.

'ભૂદેવ! રાજને હળવદનું રાજ્ય વધારવાની ઇચ્છા છે. બાદશાહી ફોજો અને દુશ્મનોના ઘોડાના દાબડા એમની હદમાં વાગે એ એમની છાતી ઉપર થઈને જતા હોય એવું એ અનુભવે છે. પોતાની રૈયતનો ફફડાટ એમને ભૂંસી નાખવો છે અને પ્રજા આનંદમંગળમાં રહે એ જોવા એ અધીરા

બની ગયા છે.'

'વાહ! રાજા માનસિંહ વાહ! આવો ધણી હોય એની રૈયત સુખી જ છે.' પછી એમણે પ્રાગજીની પણ ખુશામત કરવાની તક ઝડપી લીધી. '—ને આપના જેવા સલાહકાર ને મોવડી હોય એ રાજ્યની કીર્તિ તો દિગદિગંત સુધી પહોંચે.'

'પણ રાજ્યની ખરી આબરૂ તો એની ફોજ ગણાય...'

'રાજાને માણસોની શી ખોટ છે! એક હાકલે હજારો જુવાનો માથાં ડૂલ કરવા થનગની રહ્યા છે; એ મેં મારી સગી આંખે ક્યાં નથી જોયું!'

'પણ એ ફોજને ખવરાવવા માટે...'

'હેં...હેં...હેં...!' નાણાંની વાત આવી ત્યાં ધનપતિએ હસીને વાતને ઉડાવી દેવા પ્રયત્ન કર્યો. પણ છેક છેલ્લી પળે માણસ જેમ નફ્ફટ થઈને વાત કરે એમ પ્રાગજીએ આજે છેલ્લી ટકોર કરી લેવાની ઇચ્છાએ નંદવાણાઓના વાસમાં પગ મૂક્યો હતો.

'જુઓ! રાજા પાસે નાણું નથી. રાજ્યનું નાણું તમારા ઘરમાં ભર્યું છે. રાજ્ય અને તમારા વડવા આજદિન સુધી માનતા આવ્યા છે કે એ નાણું રાજ્યનું છે ને રાજ્યને જરૂર હોય ત્યારે એનો ઉપયોગ કરવા રાજ્ય મુખત્યાર છે. તમે તમારા વડવાને પગલે ચાલી રાજ્યને નાણું ધારો. તમારા વડીલો સામે પગલે જઈ, રાજાને આંગણે નાણાંનો ઢગલો કરી કહેતા કે, નાણું લ્યો, ફોજ વધારો ને રાજ્યને આબાદ કરો, પ્રજાને સુખશાન્તિ આપો. પણ તે રીત તો તમે સાવ વિસારી જ દીધી છે.' પ્રાગજીની આંખમાં ઠપકો

ઊભરાતો હતો. નંદવાણા ઊંડા વિચારમાં ગરકાવ બની ભોંય ઉપર પગનો અંગૂઠો ઘસતા હતા.

ઓચિંતા જાણે ઝબકી ઊઠ્યા હોય એમ ઊંચું જોઈ ધનપતિએ કહ્યું : 'નાણું...! નાણું તો બાપદાદા પાસે હતું. અમારી પાસે તો...હેં...હેં...માંડ પેટ ભરીએ. તમારા પ્રતાપે રાજ્યમાંથી કમાઈએ ને બાળબચ્ચાંને ખવરાવીએ એટલું જ; બાકી નાણાંની તો જૂની આબરૂ છે એ બસ!' કદી મોંકી વાત જાણે કહેતા હોય કે—'બાંધી મૂઠી લાખની...'

પણ પ્રાગજી સમજતો હતો કે એ સાવ જૂઠી વાત કરે છે. એની પાસે અઢળક દ્રવ્ય છે તે જાણીબૂજીને જૂઠું બોલી રાજ્યને છેતરવા માગે છે. એ દગલબાજી એનાથી સહન ન થઈ. એની આંખમાં લાલાશ તરી આવી ને એ ઊભડક થઈ ગયો. મામલો ફરતો જોઈ ધનપતિએ તરત જ પ્રાગજીના પગ પકડી કહ્યું : 'અમે તો તમારે વિશ્વાસે હળવદમાં પગ મૂક્યો છે. તમે અમારા હામી છો.'

'હામી' શબ્દ સાંભળતાં જ પ્રાગજી ઢીલોઢેંસ બની ગયો. વચનની ખાતર માથું આપવા તૈયાર રહેનાર માનવી નંદવાણાની સાથે પોતે વચને બંધાયો હતો એ તેને યાદ આવ્યું. તેણે ક્રોધને ગળી જઈ, કોઠામાં સમાવી, ફરીને ઊભા થઈ ચાલવા માંડ્યું : ક્રોધનો ધુમાડો એના હૈયામાં મૂંઝારો ઊભો કરતો હતો.

એણે જોયું કે, 'નંદવાણા રાજીખુશીથી નાણા કાઢશે નહિ. ને રાજને નાણા વગર ચાલશે નહિ. રાજની લાલ-આંખ જોતાં આ ઉપરથી બહાદુરીનો ડોળ રાખતા ધનવાન નાણું બોકી કાઢશે. પણ મારા વચનનું શું?' વિચાર-

વમળે ચડેલ પ્રાગજી એક અક્ષર પણ બોલ્યા વગર નંદવાણાના ઘરમાંથી બહાર નીકળી ગયો. પાછળ નંદવાણાએ ડેલીનું બારણું બંધ કરતાં કહ્યું : 'ઉપાધિ ટળી !'

૩

'પ્રાગજી ! નાણા તો જોઈશે જ. ગમે તેમ કર, પણ મને નાણાં લાવી દે.' રાજા માનસિંહ હમેશાં પ્રાગજીને નાણાં માટે કહેતા ને આડકતરું સૂચવતાં કે આટલા બધા નંદવાણાઓ ધનાઢ્ય છે; એને કહીને નાણું ભેગું કર. પણ પ્રાગજીની આંખ સામે જામીનગતું ખડું થતું. એની વિચારમાળા તૂટી જતી, ને ક્ષોભ પામી રાજસેવા રાજનીતિ અને જામીનગતાની વચ્ચે એ અટવાઈ જતો.

દરેક વસ્તુ વિષમ પરિસ્થિતિમાં આંધળુકિયાપણું માગે છે : એમ રાજાની કરડી આંખ પ્રાગજીએ જોઈ ને નંદવાણાના વાસ તરફ ઘડીઘડી ફરતી માનસિંહની લાલ આંખ એને અમંગળ આગાહી સૂચવી રહી. રાજાએ જોયું કે પ્રાગજી હશે તો નંદવાણાને લૂંટવા નહિ દે ને લૂંટ્યા વગર નાણું મેળવવાનો બીજો ઉપાય નથી. પ્રાગજીએ વિચાર્યું કે રાજા લૂંટ ચલાવ્યા વગર જંપશે નહિ ને પોતે હશે ત્યાંસુધી રાજાને લૂંટવા દઈ શકશે નહિ, એટલે પ્રાગજીએ એક દિવસ સાંજે રાજા માનસિંહ સામે હાથ જોડયા:

'બાપુ ! બે દિવસ જરા અમદાવાદ જઈ આવું, ને નાણાંની સવડ થાય તો કોઈ શરાફને મળી આવું.'

એક કાંકરે બે પક્ષી મરતાં હોય એમ લાગતાં માનસિંહે ખુશી થઈને રજા આપી, પણ પ્રાગજી અંતરમાં પી ગયો

કે આજ રાતે જ નવાજૂની થવાની.

એણે ઘેર જઈ વેશ બદલ્યો, કેડે જમૈયો ને તલવાર બાંધ્યાં ને હાથમાં કડિયાળી ડાંગ લઈ એણે છેક મોડી રાતે નંદવાણાના વાસમાં આવી ડેલીની સાંકળ ખખડાવી.

મોડી રાતે ધનપતિ ફફડતા ફફડતા નીચે આવ્યા. એમને પણ છેલ્લા કેટલાય દિવસથી નાણાં માટે રાજની નજર ફર્યાની આગાહી થઈ આવી હતી. પણ પ્રાગજીના જામીનગતાની હૂંફે એ નિર્ભય હતા. રાતે એમને ખબર મળ્યા કે પ્રાગજી અમદાવાદ જાય છે ત્યારે એ જરા વિચાર-વશ બની ગયા ને એ રાતે આંખની પાંપણો ભેગી થઈ નહિ. એવામાં ડેલીની સાંકળ ખખડતા એ ધ્રૂજી ઊઠ્યા. ઘણી વખત ભયની આગાહી પવનની પાંખે ચડી સૂચવી જાય એમ આ સાંકળનો ખખડાટ એમને ભયરૂપી લાગ્યાં.

નીચે આવી એમણે ડેલી ઉઘાડી. બુકાની બાંધેલો હથિયારબંધ યોદ્ધો ઓટલે ઊભો હતો. ધનપતિની છાતીમાં ફડક પેસી ગઈ, ડોળા ફાટી ગયા ને શરીર કંપી ઊઠ્યું. એ હાકાબાકા બની ગયા.

પ્રાગજીએ એમને ધ્રૂજતા જોયા. એણે ધીમેથી કહ્યું: 'ડરશો નહિ: એ તો હું પ્રાગજી છું.'

'પ્રાગજી બાપુ!'

નાક ઉપર આંગળી મૂકી ચૂપ રહેવાની સૂચના આપીને એણે મૂંગામૂંગા ડેલીમાં પગ મૂકી બારણું બંધ કર્યું.

'જુઓ! રાજની દાનત ફરી છે. મેં તમને ઘણું સમજાવ્યા પણ તમે એકના બે ન થયા.'

'પણ પૈસો કાઢવો ક્યાંથી! મોભો ને મરતબો માત્ર

રહ્યો છે. વળી છે ને તમારું જમીનગતું છે. એટલે અમને નિરાંત !'

પ્રાગજીએ જોયું કે બ્રાહ્મણ જક્કી છે. સમજાવ્યા સમજશે નહિ. આથી એણે છેલ્લી વાત કહી : 'મને બાતમી મળી છે કે આજે રાતના રાજ તમારો વાસ લૂંટી લેવાના છે. હું તમારો જામીન છું એટલે મારી આંખ સામે તમને લૂંટાવા દેવાય નહિ.'

'પણ તમે કહ્યું હતું ને કે મારા ધડ ઉપર માથું છે ત્યાંસુધી......'

"હા, હા ! એટલે તો અહીં આવ્યો છું,' કહી પ્રાગજીએ નંદવાણાની સ્વાર્થભરી વાત ઉપર હાસ્ય કર્યું. એને લાગ્યું કે સ્વાર્થીલોક માત્ર સ્વાર્થની વાત કરે છે.

'તમે છો એટલે અમને નિરાંત છે,' કહી એણે પ્રાગજીના પગ પકડ્યા.

'ભાઈ, હું એકલો રાજ પાસે શું કરું ? મરીશ. પણ પછી ?'

'અમે કંઈ બાયલા નથી ! અમારી પાસે થોડા માણસ તો છે ને ? ને તમે જીવતાજાગતા બેઠા છો પછી બીજી વાતનો વિચાર પણ શો કરવાનો હોય ?' આઠ દશ માણસો વિસાતમાં નથી એ સમજવા છતાં નંદવાણાએ પ્રાગજી ઉપર બધો ભાર ઉતારવાની પેરવી જારી રાખી.

અને એટલામાં વાસ તરફ થતાં હોકારા-પડકારા સંભળાયા. પ્રાગજીના કાન ચમક્યા. એણે છલંગ મારી બારી બહાર ડોકું કાઢ્યું ને બોલી ઊઠ્યો :

'રાજના માણસો છૂટ્યાં લાગે છે !'

નંદવાણા હાંફળા બની આઘાપાછા થવા લાગ્યા.

'ડરશો નહિ ! હું જીવું છું ત્યાંસુધી તમારાં બાળ-બચ્ચાં ને ધનમાલ સલામત છે. મારું જમીનગતું હું પાળીશ.' કહી પ્રાગજીએ પોતાના ફાંડા કચકચાવ્યા ને મૂછે વળ દીધો. પછી ડેલી પાસે આવી ડેલીની બારી આડા ઊભા રહી ડાંગ પછાડી આવતી ટુકડીને એણે અવાજ બદલી પડકારી ને અંધારી રાતના બીજા પહોરે નંદવાણાઓના વાસમાં તલવારોની રમઝટ જામી.

એક જ ઝાટકે પ્રાગજીએ બેને પાડચા ને બીજા આગળ વધે તે પહેલાં લોહીના ફુવારે છંટાઈ ઘેરૈયા પેઠે કૂદકો માર્યો ને લાકડીની પટાબાજી વડે ઠમકોરાઈ જતા સૈનિકોમાંથી થોડા આ હુમલામાંથી બચવા પાછે પગલે નાસી છૂટચા.

રાજે માણસોને ઘવાઈને નાસી આવતા જોયા. એની આંખમાં ક્રોધ વ્યાપ્યો. 'હત્ બાયલાઓ ! બામણાથી બીને ભાગ્યા ?'

'બાપુ ! એ બામણા ન હોય. ભલભલાને ડરાવે એવી શક્તિ એની તલવાર ને ડાંગમાં ઊભરાણી છે. બાપુ !'

ને રાજા માનસિંહે થોડી પલાણી નંદવાણાના વાસ તરફ પાટી કઢાવી ને અંધારી રાતમાં નંદવાણાના વાસમાં હોકારા–પડકારા વચ્ચે ઝાટકાની ઝડી વરસી. લડનારાઓનાં માથાંની ફૂટતી ખોપરીઓના કડાકા ને રેંસાઈ જતા સૈનિકની ચીસ વચ્ચે ધમાચકડી મચી રહી. બે ઘડીમાં તો સ્મશાન–શાંતિ પથરાઈ ગઈ. એટલામાં એના પગ પાસે પડેલા એક માનવીના કણસાર સાંભળી માનસિંહ ચમકચો. એણે મશાલ મંગાવી ને જોયું. પ્રાગજીને જોતાં

એનું હૈયું હાથ રહ્યું નહિ: ' અરે ! પ્રાગજી ! તું...તું ? મને પહેલાં કહ્યું હોત તો ? મારે આ ધન નહોતું જોઈતું. '

' રાજ ! મારું જામીનગતું હતું. તમે તમારો રાજ-ધર્મ બજાવ્યો છે : મેં મારી ધર્મનીતિ પાળી છે, ' કહેતાં પ્રાગજીનો ગાડવો ખડી ગયો.

શોકભર્યો માનસિંહ તલવારને ફેંકી ગઈ પગપાળો રાજમહેલ તરફ હડી કાઢી નાખી. પછવાડે પ્રાગજીના શબ્દો ગૂંજતા હતા: ' મારું જામીનગતું.'

## જન્મપત્રિકા

ઈ. સ. ૧૮૫૭ નો રોમરોમ અગ્નિ પ્રગટાવે એ સમય હતો.

એ વખતે જમીનદારો ને ઠાકોરો, સામાન્ય સિપાઈઓ અને ધંધાદારીઓ, નાનાં ને મોટાં, બળવાન ને નિર્બળ, જુવાન ને ઘરડા, સ્ત્રીઓ ને પુરુષો કોઈ એક અદૃશ્ય સત્તાથી દોરાતાં હોય તેમ દીવાનાની માફક ઘૂમી રહ્યાં હતાં. સૌના દિલમાં જાણે એક જ તમન્ના જાગી હતી—સૌ એક જ વાત કરી રહ્યાં હતાં: આપણો ધર્મ ભયમાં છે.

ધર્મ શબ્દમાં એવો જાદુ છે કે એ માણસને માણસ પણ બનાવે ને મૂરખ પણ બનાવે.

હિંદમાં ઠેર ઠેરથી માણસોનાં જુથનાં જુથ નાના સાહેબ ને લક્ષ્મીબાઈને નામે, દિલ્હીના બાદશાહ ને લખનૌના નવાબને નામે, કુંવરસિંહ ને રાવસાહેબને નામે ભેળાં થઈ રહ્યાં હતાં. એ અપ્રતિમ શૌર્યથી લડતાં અને ભયંકર અવ્યવસ્થાથી વેરાઈ જતાં. જમીન, કુટુંબ, પુત્રપત્ની, મિત્ર, સગાંસંબંધી સઘળું છોડીને, પોતાની હોડીને ઝંઝાવાતમાં ઝૂકા-

વવા માટે જ નીકળેલા એ ફનાગીરો હતા. એ ફના થઈ જવા માટે નીકળ્યા હતા અને ફના થઈ રહ્યા હતા. એ વખતે દક્ષિણ હિંદમાં, શોરાપુરની નાની સરખી જાગીર ઉપર એક તરુણ રાજા હતો. એનું નામ એંકેતાપ્પા નાયક.

જ્યારે બળવાની અસર દક્ષિણ હિંદમાં આવી પહોંચી ત્યારે આ તરુણ જાગીરદારે પણ વગરવિચાર્યે તેમાં ઝંપલાવ્યું.

તેમાં એની હાર થઈ. એ કેદ પકડાયો. દક્ષિણ હૈદ્રાબાદમાં રેસીડેન્સીમાં એને નજરકેદ રાખી એના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી કામ ચલાવવામાં આવ્યું.

ન્યાયની રીતે તો એણે કરેલા ભયંકર સશસ્ત્ર રાજદ્રોહના આરોપસર એને ફાંસી મળે એ તદ્દન સંભવિત હતું.

પણ આ તરુણ રાજાને એક મિત્ર હતો. પ્રખ્યાત કર્નલ મેડોઝ ટેલર. એ વખતે શોરાપુરના કમિશ્નરની જગ્યાએ તે નિમાયો હતો. તેણે આ રાજાને બાળપણથી જોયો હતો. તેને એના ઉપર પ્રીતિ હતી. એટલે એને બચાવવા માટે તેણે તનતોડ મહેનત કરી. એની રીતનું લખાણ કરવાનું હૈદ્રાબાદના રેસિડેન્ટને પણ સમજાવ્યું હતું. તેના ઉત્તરની એ રાહ જોતો હતો. લખાણની ઢબ ઉપરથી એને આશા હતી કે રાજાને કદાચ માફી મળશે. શોલાપુર જતાં પહેલાં તરુણ રાજાને કેદખાનામાં મળવા માટે ટેલર એની પાસે ગયો.

## ૨

આ તરુણ રાજા—એંકેતાપ્પા નાયક વિચિત્ર ને તરંગી હતો. એ જમાનાના દરેક જમીનદારની માફક એ પણ વિલાસી ને આર્થિક દૃષ્ટિ વિનાનો હતો. અને છતાં અમુક

ગુણોમાં એની તુલના કોઈ સાથે કરી શકાય તેમ ન હતું. ખાસ કરીને એ પોતાની જાતના ભોગે પણ પોતાની મંડળીને ઉગારી લેવામાં માનતો હતો.

એણે કોઈ દિવસ જન્મીને માતાની પ્રીતિ મેળવી ન હતી. તેની મા ઘણી અનિશ્ચિત ને રંગીભંગી સ્વભાવની હતી. તે મરણ પામી ત્યાંસુધી એમ માનતી કે આ છોકરો રાજ ખોશે. એ પ્રમાણે તેણે એને વારંવાર કહ્યું પણ હતું. એ ઉપરાંત એ મરણશય્યા ઉપર પડી ત્યારે એક આશ્ચર્યકારક બીના પણ તેણે ટેલરને કહી સંભળાવી હતી. ટેલર અત્યારે રાજાને મળવા ગયો ત્યારે એ વાત પણ એના મનમાં ઘૂમી રહી હતી.

મરણ પામનારી રાણીએ કહ્યું હતું કે આ છોકરો રાજ ખોશે અને સાથે સાથે જિંદગી પણ ખોશે. બરાબર એ જ પ્રમાણે અત્યારે રાજાની જિંદગી ને રાજ બન્ને ભયમાં હતાં.

ટેલર રાજાને મળ્યો. રાજાએ ટેલરને અત્યંત પ્રેમભર્યો સત્કાર આપ્યો. એક રીતે ગણો તો ઢંગધડા વિનાના—અને બીજી રીતે ગણો તો અણનમ રહેવા મથતા—આ જુવાનને ટેલરે શિખામણ આપી:

'બને તો તમે મને જે કહ્યું તે બધું રેસિડેન્ટને કહેજો. તમારો ઇરાદો સરકાર સામે થવાનો ન હતો. કેવળ આસપાસના બળવાખોરોએ તમને દોર્યા હતા—તો એ સઘળાનાં નામ પણ આપી દેજો. એની અસર તમારા વિષેના નિર્ણય ઉપર બહુ જ સુંદર થવાની.'

રાજા જે અત્યાર સુધી અનિશ્ચયાત્મક ને ઘેલા જેવો

દેખાતો હતો તે પોતાના સ્થાનેથી બેઠો થયો. ટેલર એ જોઈ રહ્યો. રાજા ટેલરની નજીક આવ્યો : બાલપણથી પોતે જે વહાલસોયા નામથી ટેલરને સંબોધન કરતો હતો તે સંબોધન તેણે વાપર્યું.

'આપ્પા ! એક વાત ઊડતી ઊડતી આંહીં સુધી આવી છે તે તમે સાંભળી છે ?'

'કઈ વાત ?'

'કહે છે પટણામાં એક માણસ હતો. ધંધો તો કિતાબો વેચીને રોટી રળવાનો કરતો, પણ એની પાસે વજ્જર જેવું હૃદય હતું'

ટેલર સાંભળી રહ્યો: 'એની શી વાત છે ? અને તમને એ કોણે કહી ?'

'કોણે કહી એ કહેવા જેવું નથી. આવી વાતો તો પવનની પાંખ ઉપર ચડીને મુસાફરી કરતી આવે છે. પણ વાત સમજવા જેવી છે. આ કિતાબ વેચનારો, પીરઅલી એનું નામ, એ પણ બંડખોર ગુનેગારોના ટોળામાંનો એક હતો. એને કોઈકે કહ્યું કે તને જીવતદાન આપીએ—જો મદદરૂપ થઈ શકે એવી માહિતી તું આપે તો. ત્યારે તેણે શું કહ્યું તે સાંભળ્યું ? એણે કહ્યું: 'જનાબ ! એ પાંચ વર્ષ વધારે ખેંચી કાઢવા માટે જેમણે મારા ઉપર ભરોસો રાખ્યો હતો એમને હવે હું નિમકહરામ નીવડું ? જિંદગીમાં એવા પણ કિસ્સા બને છે કે જ્યારે જિંદગી ગુમાવવાથી જે મજા મળે છે, તે મજા જિંદગી સાચવવાથી મળતી નથી.' કિતાબો વેચી ખાનારાએ આ કહ્યું હતું; હું રાજા—એના કરતાં પણ હલકો ? હું મારી જાતને બચાવવા

માટે ભરોસો તોડું? અરે! આપ્પા! પછી મને જીવનમાં મજા પણ શી રહેશે?'

'પણ રાજાસાહેબ! તો તો ગુનાને ઉત્તેજન મળે; અવ્યવસ્થા ઘર કરી જાય; ને આવી બંડખોરવૃત્તિથી સહી-સલામતી ખાડે પડે.'

'એ બધું સાચું. આપ્પા! હું આમાં ભળ્યો એ મારી મૂર્ખાઈ હતી એ ખરું; પણ મારી મૂર્ખાઈને લીધે હવે હું બીજાનો ભોગ લઈને બચું—એવી દુષ્ટતા મારા હાથે ઈશ્વર ન કરાવે. મારા વડવાઓ પણ એક વખત શિવાજી મહારાજની પડખે રહીને લડ્યા હતા.'

'તો પછી તમને જન્મકેદ મળશે કે વખતે કાળે-પાણીએ કાઢશે.'

'મને એવી શિક્ષા નહિ થાય—વિશ્વાસ રાખો આપ્પા!'

'ન્યાય પ્રમાણે તો એ શિક્ષા જ મળે—'

'તો મારી પલટણનો હલકામાં હલકો સિપાઈ પણ જે સહન ન કરે તે શું હું સહન કરીશ? હું એ શી રીતે સહન કરીશ? હું પણ સૌની પેઠે મોતને ભેટવા આતુર છું.'

'તમને મોતની સજા થાય તો—'

'એ હું ઇચ્છું છું; પણ એ મોત મને તોપને મોંએથી મળે; ફાંસીને લાકડેથી નહિ. તમે મારી વતી મહેરબાની માગો તો ફક્ત આટલી જ માગજો. તેઓ મને ફાંસીએ ન લટકાવે; તોપે ચડાવે. મારે જિંદગી માટે દયા કે મહેરબાની કાંઈ જ જોતું નથી : જે કાંઈ જોઈએ છે તે મરણ માટે.'

ટેલરને રાજાની આ વાણી અસર કરી ગઈ. તે થોડી વાર સુધી શાંત ઊભો રહ્યો.

ત્યાંથી રજા લઈને નીકળ્યો ત્યારે એનું હૃદય ભરાઈ આવ્યું હતું. એણે રાજાને નાનાથી મોટો કર્યો હતો. વળી પોતે માયાળુ સ્વભાવનો હતો. રાજાએ છેલ્લી ભેટ તરીકે આપેલા એક તાવીજ ઉપર એની આંખમાંથી એક આંસુ ખરી પડ્યું. બીજે દિવસે રેસિડેન્ટને મળી, આ બાલીશ રાજાની ભલામણને વધારે દૃઢ રીતે કરીને લખાણમાં મૂકવાનું સમજાવી તે શોરાપુર ગયો.

## ૩

શોરાપુરના અડદિયા કાળા પથ્થરોના ડુંગરાઓ તરફ નજર નાખતો ટેલર એક સાંજે બેઠો બેઠો વિચાર કરી રહ્યો હતો. આ જ સ્થાનમાં એણે વર્ષો પહેલાં અધિકાર ભોગવ્યો હતો. આ જ સ્થાનમાં એ આજે પાછો આવ્યો હતો. તેને અચાનક સાંભરી આવ્યું કે એક ગરીબ અકિંચન બ્રાહ્મણ શાસ્ત્રીએ આવીને વર્ષો પહેલાં તેનો હાથ જોયો હતો ને તેમાં જે સમય આ સ્થાનમાં પાછા આવવા માટે તેણે ભાખ્યો હતો—અકસ્માત્ હોય કે ગમે તેમ પણ એ જ સમય આ હતો.

તે આકાશી તારાઓ સામે નજર નાખી રહ્યો.

રાજા જીવી શકે તો એનામાં પાણી છે—એ વિચાર વમળમાં ને વમળમાં તે રાજાનું જીવન નવેસરથી તપાસવા લાગ્યો. આજે જ રાજાની પટરાણીએ એક વાત કહી હતી: 'અમે તો ઘણું કહ્યું સાહેબ! કે આ તમારા દારૂડિયા

પાસવાનો તમને ઊંધે રસ્તે દોરી રહ્યા છે, પણ એમણે કોઈનું ન માન્યું. કોઈ કોઈવાર માથું ઠેકાણે હોય તો મારા ખોળામાં માથું ઢાળીને કહેશે, રાણી! રાજ રહે કે ન રહે પણ નામ તો રહેશે. દરવાજા પાસે લડતાં લડતાં મરવાનું સદ્‌ભાગ્ય મને ક્યાંથી મળે?' રાણીએ કહેલા આ શબ્દો ઉપર ટેલર વિચાર કરી રહ્યો. રાણીએ જ્યારે જ્યારે એના મિત્ર જેવા ટેલર પાસે જવાનું કહ્યું ત્યારે ત્યારે રાજાએ આપેલો જવાબ વળી વધારે સૂચક હતો. 'હું નગર છોડું તો આરબો ને રોહિલાઓ એમના લેણાના બદલામાં મારી રૈયતને લૂંટે—' ને એમ ને એમ એ અવ્યવસ્થિત રાજા દારૂને પંથે ચડી ગયો: ઊંધી, ગણતરી વિનાની શૂરવીરોની વાતોમાં પડી ગયો. રૈયતને પોતે લૂંટતો ગયો—ને બીજા કોઈ ન લૂંટે એનું ધ્યાન રાખતો ગયો.

ટેલરની દૃષ્ટિ અચાનક રાજાએ આપેલા ને ટેબલ ઉપર પડેલા તાવીજ ઉપર પડી. એને ઉપાડીને તે બારીકાઈથી તપાસવા લાગ્યો. એને આવી વસ્તુઓનો શોખ હતો. એ તાવીજને તપાસી રહ્યો હતો, એટલામાં સલામ કરીને એક જમાદાર સામે આવીને ઊભો રહ્યો.

'કેમ?' ટેલરે નજર ઊંચી કર્યા વિના જ કહ્યું.

'સાહેબ! કોઈ વૃદ્ધ શાસ્ત્રી આપને મળવા માગે છે.'

'હેં! અત્યારે?' ટેલરને આશ્ચર્ય થયું.

'એ કહે છે મારે અગત્યનું કામ છે. સાહેબને હાથોહાથ આપવાનો એક જરૂરી સંદેશો મારી પાસે છે.'

ટેલરે તેને આવવા દેવાની અનુમતિ આપી. થોડીવારમાં એક વૃદ્ધ અકિંચન બ્રાહ્મણ તેની સામે આવીને

ઊભો રહ્યો. તેની ગરીબાઈ છતાં તેનામાં એવા પ્રકારનું ગૌરવ હતું કે ટેલર અનિચ્છાએ સહેજ ઊભો પણ થઈ ગયો.

'કોણ? તમે—?'

'સાહેબ! મને ઓળખ્યો કે નહિ?'

ટેલરે નિહાળીને તેની સામે જોયું: 'હા—હા—તમે અત્યારે ક્યાંથી?'

રાજાનો પુરોહિત જ એની સામે ઊભો હતો.

'તે રાતે રાજમાતા મરણપથારી ઉપર હતાં ને તમે ત્યાં હાજર હતા એ તમને સાંભરે છે? એ વખતે આપણી પહેલી ઓળખાણ થઈ.' પુરોહિતે કહ્યું.

'હા—હા—એ યાદ છે—'

'તે વખતે મેં તમને શું કહ્યું હતું?'

ટેલર આભો બનીને બ્રાહ્મણ સામે જોઈ રહ્યો. રાજમાતા દસેક વર્ષ ઉપર મરણપથારી ઉપર પડ્યાં હતાં, ત્યારે તેમણે પોતાની ડોકેથી એક સોનાની કૂંચી કાઢી આ બ્રાહ્મણને આપી હતી, એ ટેલરને બરાબર સાંભરતું હતું. રાણીને આ પુરોહિત ઉપર અપ્રતિમ વિશ્વાસ હતો. બ્રાહ્મણે એ કૂંચી વડે એક ગુપ્તદ્વાર ખોલી તેમાંથી એક જન્મપત્રિકા જેવો કાગળ લઈ કૂંચી પાછી રાણીને આપી દીધી હતી. ટેલરને એ પ્રસંગ યાદ આવી ગયો.

'એ પ્રસંગ મને યાદ છે, પણ તમે શું કહ્યું હતું એ મને બરાબર યાદ નથી.' ટેલરે કહ્યું. જવાબમાં બ્રાહ્મણે એક લાંબો ટીપણા ઘાટનો કાગળ ઉખેડ્યો. 'તમે ગોરા લોકો એમ માનતા લાગો છો કે, આ ભિખારી બ્રાહ્મણો પાસે કાંઈ વિદ્યા નથી.' તે બોલતો ગયો ને ટીપણું ઉખળતો ગયો. 'તમારી

એ અભિમાનભરેલી વૃત્તિ કેટલેક અંશે તમારા ભૌતિક વિજયને પણ આભારી છે. પરંતુ અમારી પાસે પણ એવી વસ્તુ છે કે જે સમજવા માટે તમારે ભારતવર્ષમાં ફરી ફરીને જન્મ લેવો પડે. ભારતવર્ષ આખું જીતી લેવાથી પણ એ વસ્તુ તમને મળે નહિ. જુઓ, આ તરુણ રાજાની જન્મપત્રિકા. મેં તે દિવસે રાણીને ને તમને કહ્યું હતું તે આજે ફરીને કહું છું. સૂર્ય, ચંદ્ર, યમ ને ઇંદ્ર સ્વયં રક્ષણ કરે તોપણ આ જુવાન રાજા ચોવીસમું વર્ષ પૂરું ન કરે. આ એનું ચોવીસમું વર્ષ છે: ને એના ઉપર મૃત્યુદંડ પામે એવું તહોમત પણ છે.'

ટેલર સાંભળી રહ્યો.

એ જ વખતે નીચે દરવાજા પાસે ધબાક દઈને કોઈ ઘોડેસવાર આવીને ઘોડા ઉપરથી ઊતર્યો હોય એમ લાગ્યું.

ટેલર ને બ્રાહ્મણ બન્ને ચોંકી ઊઠ્યા.

થોડીવારમાં તો નીચેથી જમાદાર હાથમાં એક પરબીડિયું લઈને દોડતો ઉપર આવ્યો: 'નામદાર!'—

ટેલરે હાથ લાંબો કરીને કાગળ લીધો, ને તે વાંચવા માંડ્યો. બ્રાહ્મણ તેની સામે શાંત ઊભો રહ્યો.

કાગળ પૂરો કરીને ટેલરે ઊંચે જોયું: 'હં—ત્યારે શાસ્ત્રીજી! તમે એમ માનો છો કે રાજા લાંબું નહિ જીવે કાં?'

'સૂર્ય ચંદ્ર ને સાક્ષાત્ યમ રક્ષા કરે તોપણ ન જીવે. મારો જોશ એમ કહે છે.'

'તમારો જોશ?'

'ના જોશ નહિ; મારું ગણિત. જેવી રીતે એક ને એક બે થાય તેવી જ રીતે મારા ગણિત પ્રમાણે રાજા

ઉપર મૃત્યુયોગ છે—ને તેમાંથી એ છટકી શકશે નહિ—ગમે તે રક્ષા કરે તોપણ.'

'આટલી બધી તમારી શ્રદ્ધા ?'

'સાહેબ ! તમે જેને શ્રદ્ધા માનો છો : અમે તો એને આકાશીરસ્તાનું દર્શન ગણીએ છીએ.'

'અને એ દર્શન ખોટું પડે તો ?'

'ખોટું પડે તો ? ખોટું પડે જ નહિ. પણ પંજાબના કેસરી રણજિતસિંહ પાસે એક યોગી હતો એ ખબર છે ?'

'હા; હરિદાસજી.'

'એણે તમારા સાહેબ લોકને કહ્યું હતું કે, અમારી આ વિદ્યાઓ તમારી પાસે દેખાડવા માટે નથી; હું પણ—મારે પણ એ જ કહેવાનું હોય. એ વિદ્યા તમારે મેળવવી હોય તો તમે આવો, અમે દેખાડીએ નહિ. અને છતાં હું દેખાડવા આવ્યો છું કારણકે તમારા હૃદયમાં ભારત પ્રત્યે શ્રદ્ધા છે. જો મારું આ ભાખેલું ભવિષ્ય ખોટું પડે તો હું તમારા દેખતાં અગ્નિપ્રવેશ કરું, ને મારાં પોથાં બાળી મૂકું.'

'ત્યારે શાસ્ત્રીજી ! આ વાંચો; અથવા ઊભા રહો હું કહું. રાજાને સરકાર તરફથી માફી મળી ચૂકી છે ને તેને જીવતદાન મળી ગયું છે' ટેલરે પોતાની પાસેનો કાગળ બતાવ્યો. 'આ ઘોડેસવાર એ જ સમાચાર લાવ્યો છે; જીવતદાન તો મળી ગયું છે.'

'મળી ગયું છે ?'

'હા, રાજાનો જીવ બચી ગયો છે.'

'પણ હજી જે દિવસ મેં કહ્યો છે—ચોવીસમા વર્ષનો છેલ્લો દિવસ—તે પસાર થયો નથી.'

'ત્રણ દિવસ પછી એ પણ પસાર થઈ જશે.'

'વિશ્વક્રમમાં સઘળી વાતમાં ભ્રમ થવાનો સંભવ છે, ગણિતમાં કોઈ દિવસ નહિ. ગણિત ખોટું પડતું નથી ને પંડ નહિ. રાજાને ભલે જીવતદાન મળી ગયું હોય–પણ હરઘડીએ એ મૃત્યુ તરફ જઈ રહ્યો છે.'

'રાજાને તમારી આ વાતની ખબર છે?'

'ના.'

'બીજા કોઈને ખબર છે?'

'ના; રાજમાતાને ખબર હતી. તે મરણ પામ્યાં છે.'

'ત્યારે રાજાને માત્ર ચાર વર્ષની સાદી કેદની સજા કરવામાં આવી છે—અને ત્યારપછી એનું રાજ્ય પણ એને પાછું સોંપાશે. તમારું ગણિત ને જ્યોતિષ શાસ્ત્ર બન્ને ખોટાં છે શાસ્ત્રીજી!'

'મારો રાજા બચે તો હું ખુશી થાઉં. પણ એ નહિ બચે—એ માટે મારા મનમાં હવે તો લેશ પણ અંદેશો રહ્યો નથી—'

બ્રાહ્મણ એટલું કહીને એ વખતે તો ચાલ્યો ગયો.

૪

ત્રીજે દિવસે રાજાનો જન્મોત્સવ ઊજવવા માટે રાણીએ ટેલરને આમંત્રણ આપ્યું હતું. તે દિવસે બપોર પછી રાણીઓ પણ રાજાની સાથે રહેવા માટે રવાના થવાની હતી. રાજાને સાદી નજરકેદમાં રાખવા માટે મદ્રાસ લઈ જવાનો હતો. રાણીઓ તેને કર્નૂલ પાસે ભેગી જઈ જવાની હતી. આજે રાજાનો જન્મોત્સવ હતો. વળી એને જીવતદાન મળ્યાનો

આનંદ હતો, અને રાણીઓ પણ ત્યાં જવાની હોઈ ખુશ ખુશ હતી. બ્રાહ્મણોને અને સાધુઓને બોલાવ્યા હતા. રાણીઓએ નવાં વસ્ત્રો પહેરી શાસ્ત્રીઓની ને વૃદ્ધ પંડિતોની પૂજા કરી તેમનાં વર્ષાસન ને દક્ષિણા આપ્યાં. સાધુઓને દાન કર્યાં. એક તરફ બેસીને ટેલર આ જોઈ રહ્યો હતો. કેટલાક પંડિતો તો એના ટેબલ પાસે જ પગ ઉપર પગ ચઢાવીને બેઠા હતા. કેટલાક વળી ' જિતને તારે ગગનમેં ઈતને શત્રુ કદી હોય, કિરપા હોય સરી રામકી બાલ ન બાંકો હોય, ' એ પ્રસિદ્ધ ગાથા ગાતા ગાતા પગ ઉપર હાથની થાપટ લગાવી રહ્યા હતા. દૂર ખૂણામાં પેલો વૃદ્ધ શાસ્ત્રી એક જગ્યાએ ગુપચુપ બેસીને કાંઈક આંકડા મેળવી રહ્યો હતો.

'શાસ્ત્રીજી ! હવે એ આંકડા છોડીને આંહીં નજીક આવો—તમારી પણ પૂજા થઈ જાય.'

શાસ્ત્રીએ એક એવી દૃષ્ટિથી ટેલર સામે જોયું કે તે ચોંકી ઊઠ્યો.

'કેટલા થયા ?' તેણે ટેલરને પૂછ્યું.

'હું ધારું છું સાડા અગિયાર.'

'હજી ત્રીસ પળ બાકી છે. ને એક પળમાં તો એક આખું વિશ્વ હતું ન હતું થઈ જાય છે.'

ટેલર મોટેથી હસી પડ્યો.

પંડિતો પણ હસી પડ્યા. રાણીઓએ એ હાસ્યમાં સાથ પુરાવ્યો. પણ રાણીઓની સાથે હસતી હસતી પટ-રાણીની નજર અકસ્માત્ દ્વાર બહાર દોડી ગઈ. ને તે ત્યાં જ કોઈ વસ્તુ ઉપર સ્થિર થઈ ગઈ. એનું હસવું પણ એકદમ

બંધ થઈ ગયું. સૌ કોઈના મોં ઉપર એની સ્થિર નજરની છાયા ફરી વળી. શું છે એ જોવા માટે ટેલર પોતે ઊભો થઈ ગયો. પંડિતો પણ ઊભા થઈ ગયા. પટરાણીની જીભ જાણે સિવાઈ ગઈ હોય તેમ તેણે પોતાની નજર જ્યાં ચોંટી હતી તે દિશા તરફ, દ્વાર બહાર, દૂર દૂર, આંગળી વડે કાંઈક આવતું બતાવ્યું.

ત્યાં એક સાંઢણીસવાર જાણે આકાશમાં ઊડતો હોય તેમ ધસમસતો આવતો હતો.

'કોણ લાગે છે?' ટેલરે પૂછ્યું.

'કોઈ સાંઢણીસવાર છે. ધસમસતો આવે છે.'

પેલો વૃદ્ધ પંડિત પુરોહિત પોતાના આંકડા માંડી રહ્યા હતા તે પૂરા કરીને ઊભો થઈ ગયો.

'સાહેબ નહિ બને—' તેણે ટેલર પાસે આવીને કહ્યું.

પોતાની નજર સાંઢણીસવાર ઉપરથી ખસેડયા વિના જ ટેલરે પૂછ્યું: 'શું? શું નહિ બને?'

'રાજાને બચાવવાનું!'

'અરે! કાળજીભા!' પટરાણીથી ચીસ પડાઈ ગઈ અને તે એક આસન ઉપર પડતાં પડતાં રહી ગઈ. શું થયું છે તે જોવા ટેલર પોતાની નજર પાછી ફેરવે તે પહેલાં તો સાંઢણીએ દરવાજામાં ઝુકાવ્યું: અને તેના ઉપરથી એક માણસ કૂદી પડ્યો. ઉતરતાંવેંત જ તે અંદર આવવા ધસ્યો. તે પડ્યો, ફરી ઊઠ્યો, અને એકદમ દોડીને ટેલરની નજીક આવી પહોંચ્યો. તેના હાથમાં એક કાગળ લટકતો હતો.

'શું છે?' ટેલરે ઉતાવળથી—વ્યગ્રતાથી પૂછ્યું. 'શું છે?'

'સાહેબ !—' તે એટલું જ બોલી શક્યો. ટેલરે તેના હાથમાંથી કાગળ ઝડપી તેના ઉપર નજર ફેરવી. તે સ્તબ્ધ બની ગયો. તેના હાથમાંથી કાગળ ઊડી ગયો તેનું તેને ભાન પણ ન રહ્યું. 'રાણી સાહેબ !'

'શું છે ? શું છે ?' ચારે તરફથી ઉતાવળા આતુરતા ભરેલા શબ્દો આવવા માંડ્યા. 'શું છે સાહેબ ? સરકારે વિચાર ફેરવ્યો કે શું ?'

'સરકારની દયા એળે ગઈ છે. રાજા સાહેબે ગોળી ખાઈને આંહીંથી થોડે દૂર જ આપઘાત કર્યો છે !'

'આપઘાત કર્યો છે ? હેં ! કોણે ? રાજાએ આપઘાત ?' મૃત્યુના સાંનિધ્ય જેવી કોઈ ભયંકર ખીણના મોં પાસે આવીને ઊભા હોય તેમ સૌ એકદમ સ્થિર થઈ ગયા.

'પણ એ બન્યું શી રીતે ? આપઘાત કરવાનું કારણ શું ?'

આકાશ સામે એક સૂચક દૃષ્ટિ ફેંકતો પેલો વૃદ્ધ શાસ્ત્રી કોઈ ન દેખે તેમ ત્યાંથી ચાલી નીકળ્યો.

# સૂચિપત્ર

[ ઓક્ટોબર : ૧૯૪૧ ]




ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ.

## સુંદર નવલિકાઓ, નાટકો ને કાવ્યસંગ્રહ

૭૭ ગૃહદાહ ૩-૦-૦
૭૮ દેવદાસ ૧-૦-૦
૭૯ શરદબાબુની બાળ વાતો ૧-૮-૦
૮૦ વેણીનાં ફૂલ [મેઘાણી] ૦-૮-૦
૮૧ કિલ્લોલ ૦-૮-૦
૮૨ પ્રગતિશીલ જાપાન ૧-૦-૦
૮૩ નિરંજન [મેઘાણી] ૨-૦-૦
૮૪ સોરઠ, તારાં વહેતાં પાણી ,, ૨-૮-૦
૮૫ કંકાવટી :
,, મંડળ પહેલું ૦-૧૨-૦
૮૬ ,, બીજું ૦-૧૪-૦
૮૭ અપરાધી ,, ૧-૮-૦
૮૮ શાહજાદો ,, ૧-૦-૦
૮૯ રાણો પ્રતાપ ,, (નવી આવૃત્તિ) ૧-૮-૦
૯૦ એકતારો ,, (ભજનસંગ્રહ) ૧-૦-૦
૯૧ વેવિશાળ ,, ૧-૪-૦
૯૨ ચૂંદડી ભા. પહેલો ૦-૧૦-૦
૯૩ ,, બીજો ,, ૦-૧૨-૦
૯૪ લોકસાહિત્ય ,, ૨-૦-૦
૯૫ રસધાર ભાગ ત્રીજો ,, ૨-૦-૦
૯૬ રઢિયાળી રાત ,,
ભાગ બીજો છપાય છે
૯૭ હરીન્દ્રનાં બે નાટકો ૦-૭-૦
૯૮ કર્મભૂમિ ભાગ ૧ [સચિત્ર] ૨-૦-૦
૯૯ કર્મભૂમિ ભાગ ૨ ૨-૮-૦
૧૦૦ સંગીતમાર્ગદર્શિકા ૦-૬-૦
૧૦૧ સંગીતવિનોદ ૦-૧૦-૦
૧૦૨ વિદ્યાર્થી અને યુવકોને ૦-૪-૦
૧૦૩ સાચું જીવન [ટોલસ્ટોય] ૦-૧૦-૦

### રાષ્ટ્રીય સાહિત્ય

૧૦૪ મીઠાવેરો ભા. ૧-૨ ૦-૩-૦
૧૦૫-૬ રંગદ્વેષનો દુર્ગ [દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન] બે ભાગમાં [સચિત્ર] ૫-૦-૦
૧૦૭-૧૧૦ આખરી ફેંસલો ભા. ૧-૨-૩-૪
પાકું પૂંઠું [મહાત્માજી] ૬-૪-૦
કાચું પૂંઠું ૫-૦-૦
૧૧૧ સંપૂર્ણ દારૂનિષેધ ,, ૦-૮-૦
૧૧૨ હરિજન ભાગવત ,, પાકું ૧-૦-૦
૧૧૩ તરુણ ભારત [વીર લાલાજી] ૧-૧૨-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## અનુપમ વિદ્યાર્થી વાંચનમાળા

૧૧૪ હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ (નથી) ૦-૮-૦
૧૧૫ એવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી [ગોપાળદાસ પટેલ] ૦-૬-૦
૧૧૬ બંગાળા બેહાલ ૦-૭-૦
૧૧૭ સ્વરાજ્યનાં ગીતો ૦-૧૦-૦
૧૧૮ નવયુવાન સુભાષ ૦-૮-૦

**જૈન સાહિત્ય**

૧૧૯ આધ્યાત્મિક વિકાસ-ક્રમ (પં. સુખલાલજી) ૦-૬-૦
૧૨૦ ભગવાન મહાવીરના દશ ઉપાસકો ૦-૮-૦
૧૨૧ સામાયિકના પ્રયોગો [પં૦લાલન] ૦-૫-૦
૧૨૨ સોળ સતી [ધીરજલાલ ધ. શાહ] ૧-૪-૦
૧૨૩ હેમચંદ્રાચાર્ય ૦-૮-૦
૧૨૪ ચા-ઘર-(ધૂમકેતુ, મેઘાણી, આચાર્ય વગેરે ગૂજરાતના સુપ્રસિદ્ધ લેખકો ૧-૮-૦
ઐતિહાસિક ટુંકી વાર્તાઓ
૧૨૫ નીતિશાસ્ત્રપ્રવેશ (વામન મ. જોશી એમ. એ.) ૩-૮-૦
૧૨૬ સુશીલાનો દેવ ,, ૨-૪-૦
૧૨૭ ગોદાન ભાગ ૧ પ્રેમચંદજી ૨-૮-૦
૧૨૮ ગોદાન ભાગ ૨જો ,, ૨-૮-૦
૧૨૯ શા માટે બંધન? ૧-૪-૦
૧૩૦ મુક્તિદ્વાર (ર. દલાલ) ૧-૪-૦
૧૩૧ કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ (મનુભાઇ જોધાણી) ૧-૪-૦
૧૩૨ કેતકીનાં પુષ્પો (નવલરામ ત્રિવેદી) ૧-૮-૦
૧૩૩ કલંકિત (અપ્ટન સિંકલર) ૧-૪-૦
૧૩૪ શયતાન (ટોલ્સ્ટોય) ૧-૦-૦
૧૩૫ પુત્રજન્મ (આચાર્ય) ૨-૮-૦
૧૩૬ માનવદેહ મંદિર સચિત્ર ૧-૪-૦
૧૩૭ માનવીનું આરોગ્ય ૧-૦-૦
૧૩૮ વિદ્યાર્થી વાચનમાળા સચિત્ર નવી આવૃત્તિ ભાગ ૧ થી ૧૦ દરેકના ૨-૦-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં સોલ એજન્સીનાં પ્રકાશનો

# ધૂમકેતુનાં પુસ્તકો

## નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧૩૯ | રાજમુગટ | ૨–૦–૦ |
| ૧૪૦ | મલ્લિકા | ૨–૮–૦ |
| ૧૪૧ | અજિતા | ૨–૮–૦ |
| ૧૪૨ | પરાજય | ૨–૮–૦ |
| ૧૪૩ | ચૌલાદેવી | ૨–૮–૦ |

## નવલિકા—સંગ્રહો

| | | |
|---|---|---|
| ૧૪૪ | તણખા–૧ [પાંચમી આવૃત્તિ] | ૧–૮–૦ |
| ૧૪૫ | તણખા–૨ | ૧–૮–૦ |
| ૧૪૬ | તણખા–૩ | ૧–૮–૦ |
| ૧૪૭ | તણખા–૪ | ૨–૮–૦ |
| ૧૪૮ | પ્રદીપ | ૧–૮–૦ |
| ૧૪૯ | અવશેષ | ૧–૪–૦ |

## ગદ્યકૃતિઓ

| | | |
|---|---|---|
| ૧૫૦ | રજકણ [નવી આવૃત્તિ છપાય છે] | ૧–૮–૦ |
| ૧૫૧ | જલબિંદુ | ૧–૮–૦ |
| ૧૫૨ | સર્જન અને ચિંતન | ૧–૮–૦ |
| ૧૫૩ | પડઘા [બાલનાટકો] | ૦–૫–૦ |
| ૧૫૪ | બાલકુમાર એકલવ્ય ,, | ૦–૫–૦ |
| ૧૫૫ | પાનગોષ્ઠિ [વ્યંગકૃતિ] | ૧–૮–૦ |

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| ૧૫૬ | પરશુરામ | ૦–૨–૦ |
| ૧૫૭ | નેપોલિયન | ૦–૨–૦ |
| ૧૫૮ | હેમચંદ્રાચાર્ય | ૧–૮–૦ |

## પ્રવાસવર્ણન

| | | |
|---|---|---|
| ૧૫૯ | પગદંડી | ૧–૮–૦ |

## બે આનામાળા

| | | |
|---|---|---|
| ૧૬૦ | રજપૂતાણી ને બીજી વાતો | ૦–૨–૦ |
| ૧૬૧ | લખમી ને બીજી વાતો | ૦–૨–૦ |
| ૧૬૨ | ગોવિંદનું ખેતર ને બીજી વાતો | ૦–૨–૦ |

## પ્રૌઢ શિક્ષણ

| | | |
|---|---|---|
| ૧૬૩ | નાની પોથી | ૦–૧–૦ |
| ૧૬૪ | પહેલી, બીજી ને ત્રીજી | ૦–૪–૬ |
| ૧૬૫ | શિકાર (ચાવડા) | ૧–૮–૦ |
| ૧૬૬ | શૌર્યનાં તેજ (જોધાણી) | ૧–૮–૦ |
| ૧૬૭ | માયાબાજી ને બીજી વાતો | ૦–૬–૦ |
| ૧૬૮ | જીવનનાં દર્દ | ૧–૪–૦ |
| ૧૬૯ | આ. કૃપલાનીના લેખો | ૨–૦–૦ |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## સુંદર સાહિત્ય સંસ્કારી ગ્રંથો

૨૦૧ કીર્તિસ્તંભ [મગનલાલ બ્રહ્મભટ્ટ] ૧-૦-૦
૨૦૨ પથિકનાં પુષ્પો ૧-૦-૦
૨૦૩ વિલ્હેમ ટેલ [નરસિંહભાઈ પટેલ] ૨-૦-૦
૨૦૪ નૈવેદ્ય [ટાગોર] ૦-૮-૦
૨૦૫ આફ્રિકાના પત્રો ૦-૬-૦
૨૦૬ રૂઢિનાં કલંક [લાંબી નવલકથા] ૨-૮-૦
૨૦૭ પ્રતિજ્ઞા [નાટક] ૦-૬-૦
૨૦૮ સૂડી વચ્ચે સોપારી ૦-૪-૦
૨૦૯ દૃષ્ટાંત શતક ૦-૧૦-૦
૨૧૦ ભારતીય સ્વરાજ્ય ૨-૮-૦
૨૧૧ તરતાં ફૂલ [ધનશંકર ત્રિપાઠી] ૧-૦-૦
૨૧૨ ધર્મ અને ધર્મનાયક ૦-૬-૦
૨૧૩ આઝાદીનો જંગ ૧-૮-૦
૨૧૪ ડોલતું નાવ ૧-૮-૦
૨૧૫ કચ્છની લોકકથાઓ ૧-૮-૦
૨૧૬ સોની હુન્નર પ્રકાશ ૨-૮-૦
૨૧૭ સાહિત્ય (ટાગોર) ૧-૮-૦
૨૧૮ રશિયાના પત્રો [ટાગોર] ૧-૦-૦
૨૧૯ આત્માનાં આંસુ ૦-૩-૦
૨૨૦ તારણહાર ૧-૪-૦
૨૨૧ દીપમાળ: ટૂંકી વાર્તાઓ ૧-૪-૦
૨૨૨ સંક્ષિપ્ત કરણઘેલો ૦-૮-૦
૨૨૩ ઝૂરતું હૃદય ૦-૫-૦
૨૨૪ ઢીંગલી [નાટક] ૦-૧૨-૦
૨૨૫ સુંદર વાતો [ગિજુભાઈ] ૦-૬-૦
૨૨૬ ભેરૂ „ ૦-૬-૦
૨૨૭ રૂપકથા ભા. ૧-૨ ૦-૮-૦
૨૨૮ બાલ વાંચનમાળાનાં ૭ પુસ્તકો ૦-૧૨-૦
૨૨૯ રંભા (જેઠાલાલ ત્રિવેદી) ૧-૪-૦
૨૩૦ રણબંકા [સચિત્ર] ૨-૦-૦
૨૩૧ જયંતિ વ્યાખ્યાનો ૨-૪-૦
૨૩૨ પાતાળ પ્રવેશ ૦-૧૦-૦
૨૩૩ સાહસિકોની સૃષ્ટિ ૧-૪-૦
૨૩૪ ખજાનાની શોધમાં ૦-૧૨-૦
૨૩૫ ભારતના મહાન વૈજ્ઞાનિકો સચિત્ર ૩-૦-૦
૨૩૬-૪૦ બાળલેખન ભાગ ૧-૨-૩-૪ ૦-૧૨-૦
૨૪૧ બાલગણિત ૧-૨ ૦-૪-૦
૨૪૨ ગીતાંજલિ (ટાગોર) ૩-૦-૦
૨૪૩ સંભાવિત સુંદરલાલ ૧-૪-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## શહાદતની ભાવના જગવતું સાહિત્ય

### બાલ સાહિત્ય

૧ એક હતો છોકરો [વાર્તા] ચંદ્રભાઈ કા. ભટ્ટ ૦–૬–૦
૨ ટ્રોટસ્કી [જીવનકથા] ૦–૬–૦
૩–૪–૫ રાતુ રુસ ભાગ ૧–૨–૩ [રશિયન ક્રાંતિની વાર્તા] ૨–૪–૦
૬ આવતી કાલે (રમણ-લાલ સોની વગેરે) ૦–૬–૦
૭ હિંદ કયે રસ્તે? (પં. જવાહરલાલ) ૦–૨–૦
૮ નરવીર ૦–૩–૦
૯ ચિંતનની વેદી પર ૦–૩–૦
૧૦ ફફળતું કોંગો ૦–૫–૬

### ક્રાંતિકારી સાહિત્ય

૧૧ રશિયન નારી ૦-૧૦-૦
૧૨ માનસ વિજ્ઞાનનો દષ્ટિકોણ ૧–૪–૦
૧૩ લાલ મોરચા ૧–૦–૦
૧૪ લેનિન [નીરુ દેસાઈ] ૧–૮–૦
૧૫ સમાજવાદ શા માટે! (જયપ્રકાશ નારાયણ) ૧–૦–૦
૧૬ લાલ પડછાયા ૧–૦–૦
૧૭ ખેડૂતોની સમસ્યા ૧–૪–૦
૧૮ સોવિયટ સમાજ ૨–૦–૦
૧૯ ક્રાંતિને કિનારે ૨–૦–૦
૨૦ શહીદી (ચંદ્રભાઈ કા. ભટ્ટ) ૧–૪–૦
૨૧ અમ્મા (ભોગીલાલ ગાંધી) ૨–૦–૦
૨૨ અમે પિંજરનાં પંખી (નીરુ દેસાઈ) ૧–૪–૦

## વિદ્યાર્થી વાંચનમાળા નવી સચિત્ર આવૃત્તિ

પહેલી શ્રેણી ૨–૦–૦

વિદ્યાર્થી વાંચનમાળા દસમી શ્રેણી સચિત્ર ૨–૦–૦

## નવાં ઉત્તમ પુસ્તકો

**ખાંડાના ખેલ** : સચિત્ર તારાચંદ પી. અડાલજા ૩–૦–૦
**સુવર્ણા** : નવી નવલકથા ૨–૦–૦
**જીવનપ્રવાહ** ૧–૦–૦
**ઇશ્વરનો ઇન્કાર** : નવી આવૃત્તિ છપાય છે
નરસિંહભાઈ ઇશ્વરભાઈ પટેલ

**નવાં વિવેચનો** પ્રો. નવલરામ જ. ત્રિવેદી છપાય છે

•

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

# શ્રી મેઘાણીના ગ્રંથો

**નિરંજન** : જેનાથી શ્રી મેઘાણીના વિરોધીઓ પણ તાજુબી પામ્યા : એ કૉલેજજીવન, આજનાં યુવક–યુવતી અને પ્રોફેસરનાં જીવનને વાચા આપતી નવલકથા. નવી આવૃત્તિ ૨–૦–૦

**સોરઠ, તારાં વહેતાં પાણી** : સોરઠની જવાંમર્દી ભરી ગર્ઈ કાલની સાચે સાચી ઘટનાઓ ઉપર વણાયેલી નવલકથા. નવી આવૃત્તિ ૨–૮–૦

**અપરાધી** : આ તે ભાષાંતર કે નવી નવલકથા ? એક મહાન અંગ્રેજી નવલકથાનું આદર્શ રૂપાંતર ૨–૮–૦

**વેવિશાળ** : એક નાના એવા પ્રસંગને ચર્ચતી અતિ સુંદર નવલકથા. દરેક પાત્ર જાણે તમારું પરિચિત જ છે. ૧–૪–૦

**કિલ્લોલ** : બાલભોગ્ય ગીતોનો સંગ્રહ. ૦–૮–૦

**શાહજહાં** : શ્રી દ્વિજેન્દ્રલાલ રોયનાં સર્વાંગસુંદર નાટકનો અનુવાદ. ૧–૦–૦

**કંકાવટી** : ૧–૨ સ્ત્રીઓ માટે વ્રતસાહિત્ય. ૧–૧૦–૦

**વેણીનાં ફુલ** : કન્યાઓ માટેનાં ગીતો. ૦–૮–૦

**લોકસાહિત્ય**: [ ધરતીનું ધાવણ ] લોકસાહિત્યની તલસ્પર્શી સમીક્ષા કરતો સુંદર ગ્રંથ. કિં. ૨–૦–૦

**ચુંદડી** [ લગ્નગીતોનો સંગ્રહ ] ૦–૧૦–૦

**એકતારો** : ભજનની પદ્ધતિનાં ગીતો ૧–૦–૦

**રઢિયાળી રાત** ભાગ બીજો છપાય છે

**રઢિયાળી રાત** : ભાગ ચોથો ,,

**સોરઠી બહારવટિયા પહેલો** ,,

**રાણો પ્રતાપ** દ્વિજેંદ્રલાલરાય અનુ. મેઘાણી ૧–૮–૦
[ પાંચમી આવૃત્તિ ]

**રસધાર ભાગ ત્રીજો** (મેઘાણી) ત્રીજી આવૃત્તિ ૨–૦–૦



ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરસ્તો : અમદાવાદ

# વિદ્યાર્થી વાચનમાળા

**ભારતવર્ષના સંત-મહંતો અને દેશનેતાઓનાં જીવનો**
**રજુ કરતી સુપ્રસિદ્ધ ૨૦૦ પુસ્તકોની ગ્રંથમાળા**

પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો, અમદાવાદ.

| પ્રથમ શ્રેણી<br>૨-૦-૦ [સચિત્ર] | બીજી શ્રેણી<br>૧-૮-૦ | ત્રીજી શ્રેણી<br>૧-૮-૦ |
|---|---|---|
| ૧ શ્રી રામ | ૨૧ આદ્યકવિ વાલ્મીકિ | ૪૧ મહામુનિ વશિષ્ઠ |
| ૨ શ્રી કૃષ્ણ | ૨૨ મુનિરાજ અગસ્ત્ય | ૪૨ સતી મદાલસા |
| ૩ ભગવાન બુદ્ધ | ૨૩ શકુન્તલા | ૪૩ રાજકુમાર ધ્રુવ |
| ૪ ભગવાન મહાવીર | ૨૪ દાનેશ્વરી કર્ણ | ૪૪ સતી સાવિત્રી |
| ૫ વીર હનુમાન | ૨૫ મહારથી અર્જુન | ૪૫ દ્રૌપદી |
| ૬ ભડવીર ભીષ્મ | ૨૬ વીર અભિમન્યુ | ૪૬ વીર વિક્રમ |
| ૭ સતી દમયંતી | ૨૭ સત્યવાદી હરિશ્ચંદ્ર | ૪૭ રાજા ભોજ |
| ૮ કચ-દેવયાની | ૨૮ ભક્ત પ્રહ્લાદ | ૪૮ કવિ કાલીદાસ |
| ૯ સમ્રાટ અશોક | ૨૯ પિતૃભક્ત શ્રવણ | ૪૯ વીર દુર્ગાદાસ |
| ૧૦ ચક્રવર્તી ચંદ્રગુપ્ત | ૩૦ ચેલૈયો | ૫૦ મહારાણા પ્રતાપ |
| ૧૧ રાજા ભર્તૃહરી | ૩૧ મહાત્મા તુલસીદાસ | ૫૧ સિકીમનો સપૂત |
| ૧૨ સંત તુકારામ | ૩૨ ગોપીચંદ | ૫૨ દાનવીર જગડુ |
| ૧૩ ભક્ત સુરદાસ | ૩૩ સતિ પદ્મિની | ૫૩ સિદ્ધરાજ જયસિંહ |
| ૧૪ નરસિંહ મહેતા | ૩૪ સ્વામી રામકૃષ્ણ પરમહંસ | ૫૪ જગતશેઠ |
| ૧૫ મીરાંબાઈ | ૩૫ સ્વામી વિવેકાનંદ | ૫૫ પંડિત મોતીલાલજી |
| ૧૬ શ્રી સહજાનંદ સ્વામી | ૩૬ સ્વામી રામતીર્થ | ૫૬ સર જગદીશચંદ્ર બોઝ |
| ૧૭ શ્રી દયાનંદ સરસ્વતી | ૩૭ શ્રીમદ્ રાજચંદ્ર | ૫૭ શ્રી અરવિંદ ઘોષ |
| ૧૮ લોકમાન્ય ટિળક | ૩૮ પંડિત મદનમોહન માલવીય | ૫૮ વીર વિઠ્ઠલભાઈ |
| ૧૯ મહાત્મા ગાંધી | ૩૯ સરદાર વલ્લભભાઈ | ૫૯ પ્રો.ધોન્ડો કેશવ કર્વે |
| ૨૦ શ્રી રવીન્દ્રનાથ ઠાકુર | ૪૦ શ્રીમતી સરોજિની નાયડુ | ૬૦ શ્રી એનીબેસન્ટ |

| સાતમી શ્રેણી ૧—૮—૦ | આઠમી શ્રેણી ૧—૮—૦ | નવમી શ્રેણી ૮—૦ |
|---|---|---|
| ૧૨૧ શ્રી ઋષભદેવ | ૧૪૧ ગુરુ દત્તાત્રય | ૧૬૧ શ્રી જ્ઞાનદેવ |
| ૧૨૨ ગોરક્ષનાથ | ૧૪૨ ઉદયન-વત્સરાજ | ૧૬૨ શ્રી સિદ્ધસેનદિવાકર |
| ૧૨૩ વીર કુણાલ | ૧૪૩ મહાત્મા આનંદઘન | ૧૬૩ ઉપા. યશોવિજયજી |
| ૧૨૪ અકબરશાહ | ૧૪૪ વસ્તુપાલ-તેજપાલ | ૧૬૪ વીર બાલાજી |
| ૧૨૫ મહામંત્રી મુંજાલ | ૧૪૫ સામળભટ્ટ | ૧૬૫ નાના ફડનવીસ |
| ૧૨૬ કવિ દયારામ | ૧૪૬ કવિ નર્મદ | ૧૬૬ શ્રીદ્વિજેન્દ્રલાલ રોય |
| ૧૨૭ જયકૃષ્ણ ઇંદ્રજી | ૧૪૭ વીર સાવરકર | ૧૬૭ રાજારામમોહનરાય |
| ૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ | ૧૪૮ જમશેદજી ટાટા | ૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર |
| ૧૨૯ મહાવીરપ્રસાદદ્વિવેદી | ૧૪૯ કવિ કલાપી | ૧૬૯ પં. વિષ્ણુદિગંબર |
| ૧૩૦ મહાકવિ નાનાલાલ | ૧૫૦ પ્રો. સી. વી. રામન | ૧૭૦ શ્રીરામાનંદચેટરજી |
| ૧૩૧ પ્રો. રામમૂર્તિ | ૧૫૧ શાહસોદાગર જમાલ | ૧૭૧ ભગવાનલાલ ઇન્દ્રજી |
| ૧૩૨ અબદુલગફારખાન | ૧૫૨ શિલોંગ | ૧૭૨ શ્રી પ્રફુલચન્દ્ર રોય |
| ૧૩૩ સોરઠી સંતો | ૧૫૩ શ્રીમતી કસ્તુરબા | ૧૭૩ મૌ. અબુલ કલામ આઝાદ |
| ૧૩૪ નેપાલ | ૧૫૪ દાર્જીલીંગ | ૧૭૪ શ્રીરાજગોપાલાચારી |
| ૧૩૫ મહાબળેશ્વર | ૧૫૫ ઉટાકામંડ | ૧૭૫ પાવાગઢ |
| ૧૩૬ અમરનાથ | ૧૫૬ જગન્નાથપુરી | ૧૭૬ રામેશ્વર |
| ૧૩૭ બદ્રિકેદારનાથ | ૧૫૭ કાશી | ૧૭૭ તારંગા |
| ૧૩૮ કલકત્તા | ૧૫૮ જયપુર | ૧૭૮ મુંબઈ |
| ૧૩૯ પાટણ | ૧૫૯ હૈદ્રાબાદ | ૧૭૯ આગ્રા |
| ૧૪૦ અનુપમ ઇલુરા | ૧૬૦ કાવેરીના જળધોધ | ૧૮૦ અજંટાની ગુફાઓ |

**દશમી શ્રેણી [સચિત્ર] ૨—૦—૦**

| | | |
|---|---|---|
| ૧૮૧ શ્રી એકનાથ | ૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ | ૧૯૫ શત્રુંજય |
| ૧૮૨ હજરત મહમ્મદ પયગમ્બર | ૧૮૯ સંતકવિ પઢિયાર | ૧૯૬ ગોમટેશ્વર |
| ૧૮૩ અશો જરથુસ્ત | ૧૯૦ ચિત્રકાર રવિવર્મા | ૧૯૭ અમદાવાદ |
| ૧૮૪ અહલ્યાબાઈ | ૧૯૧ શ્રી શરદબાબુ | ૧૯૮ લખનૌ |
| ૧૮૫ ડૉ. અન્સારી | ૧૯૨ સોરઠના બહારવટિયા | ૧૯૯ વડોદરા |
| ૧૮૬ શ્રી રમેશચંદ્રદત્ત | ૧૯૩ મોતીભાઈ અમીન | |
| ૧૮૭ વિજયાલક્ષ્મી પંડિત | ૧૯૪ આબુ | ૨૦૦ ગીરનાં જંગલો |

# તરુણ ગ્રંથમાળા

[ આશરે હજાર પૃષ્ઠ, છતાં લવાજમ
માત્ર ચાર રૂપિયા ]

**પ્રથમ પાંચ વર્ષનાં**

**કેટલાંક પુસ્તકો**

**શ્રીકાન્ત**
[ શરદબાબુ ]
૭—૦—૦

**આ-ઘર : ભા.-૧**
૨—૦—૦

**કેતકીનાં પુષ્પો**
શ્રી નવલરામ ત્રિવેદી
૧—૮—૦

**કલંકિત**
શ્રી અપ્ટન સિંક્લેર
૧—૮—૦

**ગોદાન**
સ્વ. પ્રેમચંદજી
૫—૦—૦

**પુનર્જન્મ**
ગુણવંતરાય આચાર્ય
૨—૮—૦

**છઠ્ઠું વર્ષ**

**ભારતના વૈજ્ઞાનિકો**
૩—૦—૦

**આ-ઘર : ભા.-૨**
૧—૮—૦

**ખાંડાના ખેલ**
૩—૦—૦

: લખો :

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય**
**ગાંધી રસ્તો : અમદાવાદ**

એડવાન્સ પ્રીન્ટરી, અમદાવાદ.